॥ श्री विश्वकर्मणे नमः ॥

# વિશ્વકર્મા





# ધર્મોપદેશિકા.

## પુસ્તક ૨ જું.

મય—પંચાળ (ગુર્જર સુતાર) વિદ્યાર્થીઓ માટે.

પ્રયોજક તથા છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

સ્વજ્ઞાતિ સેવક—હરિલાલ માવજી દુધૈયા.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

ઈ. સ. ૧૯૨૯. સંવત ૧૯૮૫.

કિંમત.



# પ્રસ્તાવના.

ન્હાનાં બાળકોને વિદ્યાભ્યાસ સાથે જો પોતાના ધર્મનો ઉપદેશ મળે, તો તે બાળક ભવિષ્યમાં ધર્મમાં નિપુણ બની પોતાના ખરા ધર્મને પાળતાં શીખે છે.

બાળકનું મગજ હમેશાં કુમળું હોય છે. તે કુમળા મગજમાં આપણે જે સસ્કાર પાડવા ઇચ્છીએ તે સ્હેલાઇથી પાડી શકીએ છીએ અને તે સંસ્કાર બાળકની આખી જીંદગીનો સાથી બની રહે છે.

બાળકને વિદ્યાભ્યાસ સાથે ક્રિશ્ચિયન ધર્મનું શિક્ષણ આપવાની પ્રણાલિકા દરેક મીશન સ્કુલોમાં હોય છે. પરંતુ આપણા ધર્મનું શિક્ષણ–બોધ આપવાની રીત ન હોવાથી બાળકોને તેમના સ્વધર્મનું જ્ઞાન મળતું નથી. જેથી આપણી જ્ઞાતિનાં બાળકો આપણા ધર્મથી અણ-જાણ રહી, મ્હોટી ઉમરે પહોંચ્યા છતાં પણ પોતાના ખરા ધર્મનું પાલન કરી શકતા નથી, અને પોતાનો ધર્મ બરાબર ઓળખી પાળી શકતા નથી. જેથી આ નવીન પદ્ધતિના ન્હાના પુસ્તક દ્વારા વિદ્યાભ્યાસી બાળ-કોને, વિદ્યાભ્યાસ સાથે આપણા ધર્મનો બોધ આપવાના

હેતુથી આ ન્હાના પુસ્તકની યોજના કરવામાં આવી છે. તેનાથી આપણા જ્ઞાતિબંધુઓ, પોતાનાં બાળકોને તેમના સ્વધર્મને માર્ગે સ્હેલાઇથી ચડાવી બાળકોને સ્વધર્મમાં પ્રવીણ બનાવવા ફળીભૂત થશે.

મ્હારો આ પદ્ધતિનું પુસ્તક લખવાનો પ્રથમ પ્રયાસ હોવાથી તેમાં રહેલી અનેક ભૂલચુકની ક્ષમા યાચી, આ પુસ્તકની સફળતા ઇચ્છું છું. અસ્તુ.

કરાચી.
સંવત ૧૯૭૮ ના શ્રાવણ
કૃષ્ણપક્ષ ૮ બુધવાર.

પ્રયોજક.
હરિલાલ માવજી દુધૈયા.



॥श्री विश्वकर्मणे नमः॥

# શ્રી વિશ્વકર્મા ધર્મોપદેશિકા.

## પાઠ ૧ લો.

વિશ્વકર્મા આપણા દેવ છે.

વિશ્વકર્માએ આ જગત રચ્યું છે.

વિશ્વકર્મા આપણા પિતા અને આપણે તેના દીકરા છીએ.

આપણે વિશ્વકર્માના દીકરા હોવાથી આપણી જાત બ્રાહ્મણ છે.

આપણો ધર્મ બ્રાહ્મણનો છે.

આપણે જનોઇ પહેરવી જોઇએ.

આપણે જનોઇ ન પહેરીએ તો, આપણને પાપ લાગે છે, માટે આપણે જરૂર જનોઇ પહેરવી જોઇએ.

## પાઠ ૨ જો.

જનોઇ પહેરવાથી રોજ આપણને નાવાની ટેવ પડે છે.

રોજ નાવાથી આપણું શરીર ઘણુંજ ચોખ્ખું રહે છે.

શરીર ચોખ્ખું રહેવાથી આપણી બુદ્ધિ સારી થાય છે.

સારી બુદ્ધિથી આપણે આપણા ધર્મને પાળી શકીએ છીએ.

ધર્મ પાળવાથી આપણા ઉપર ભગવાન રાજી રહે છે.

ભગવાન રાજી રહેતાં આપણને બધી વાતે સુખ મળે છે.

જો આપણે સુખી હોઇએ તો આપણને હમેશાં સારાં કામો કરવાં ગમે છે.

સારાં કામો કરવાથી જગતમાં આપણે માન પામીએ છીએ.

જગતમાં માનથી જીવવું એ ઘણુંજ સારૂં છે.

## પાઠ ૩ જો.

આપણે હમેશાં નાહી ધોઇને પૂજા-પાઠ કરવાં જોઇએ.

પૂજા પાઠ ન કરીએ તો, આપણે આપણા ધર્મને ભૂલી જઇએ.

જો આપણે આપણા ધર્મને ભૂલી જઇએ તો, તે ધર્મ આપણી પાસેથી ચાલ્યો જાય.

ધર્મ ચાલ્યો જાય તો, આપણે અધર્મથી પાપી બનીએ.

પાપી બનવાથી આપણા વિચારો ખરાબ બને અને ખરાબ વિચારોથી ખરાબ કામો બને છે.

ખરાબ કામ કરવાથી જગત આપણી નિંદા કરે છે.

માણસો આપણી નિંદા કરે એ આપણા માટે બહુજ ખરાબ કહેવાય.

માટે ધર્મ પાળવો, પૂજા-પાઠ કરવાં અને સારી વિદ્યા ભણવી.

પાઠ ૪ થો.

વિદ્યા ભણવાથી આપણામાં સારી બુદ્ધિ આવે છે.

સારી બુદ્ધિ આવવાથી આપણે સારા નરસાનો વિચાર કરી શકીએ છીએ.

સારા નરસાનો વિચાર કર્યા વિના જે કામ કરીએ તે કામ સારૂં થાય નહિ.

વિચાર્યા વિના કોઇપણ કામ કરવાથી તેમાં દુઃખ થાય છે. માટે બધાં કામો વિચારીને કરવાં.

વિચાર કરવા માટે બુદ્ધિની જરૂર છે.

બુદ્ધિ સારી વિદ્યા ભણવાથી મળે છે.

જે બાળક પોતાની નાની ઉમરમાં વિદ્યા ભણતો નથી તે છોકરો મોટી ઉમર થતાં આખી ઉમર દુઃખ ભોગવે છે.

જે બાળક નાનપણમાં સારી વિદ્યા ભણે છે તે બાળક પોતાની આખી ઉમર સુખ ભોગવે છે.

પાઠ ૫ મો.

આપણે વિદ્યા ભણીને સારાં પુસ્તકો વાંચવાં જોઇએ.

આપણે વિદ્યાની સાથે આપણું શિલ્પ (તમામ કારીગરી) નું કામ બરાબર ખંતથી શીખવું જોઇએ.

જો આપણે કારીગરીનું કામ બરાબર ન શીખીએ તો આપણે માટે તે બહુજ ખોટું કહેવાય.

કારણ કે આપણે મૂળથી કારીગર છીએ.

જો આપણે સારી કારીગરી ન મેળવી હોય તો માણસો આપણને બોલાવશે નહિ.

સારી કારીગરી ન શીખનાર આખો ભવ મહેનત મજુરી કરી હેરાન થાય છે.

સારૂં કામ ન શીખીએ તો બીજાના કડવા બોલ આપણે સાંભળવા પડે.

કારીગરના પુત્રને બીજાનાં મેણાં સાંભળવાં એ ઘણું શરમ ભરેલું છે.

હુન્નર શીખવા એ આપણી ખાસ ફરજ છે.

કેમકે આપણા વડવાઓ ઘણાજ હુન્નરવાળા હતા.

પાઠ ૬ ઠો.

આપણા વડવાઓની આબરૂ વધારવી એ આપણને લાયક છે.

વડવાઓની આબરૂ વિદ્યા ભણવાથી, ધર્મ પાળવાથી અને હુન્નર કારીગરી શીખવાથી વધે છે.

જે માણસને પોતાના વડવાઓની આબરૂ સાચવવાની કાળજી નથી તે માણસ બરાબર કહેવાય નહિ.

આપણા વડવાઓ આગળના વખતમાં ઘણુંજ માન પામતા હતા.

આપણે પણ તેમને પગલે ચાલી જગતમાં માન મેળવતાં શીખવું જોઇએ.

માન છે એ આબરૂ છે અને આબરૂ છે એ આપણું જીવવું છે. આબરૂ વિના જીવવું ઢોર બરાબર છે.

જેમ ઢોર ખાય છે, પીએ છે ને ફરે છે, તેમ વિદ્યા વિનાનો કે આબરૂ વિનાનો માણસ આ જગતમાં ઢોર જેવો છે.

વિદ્યા વિના માન મળતું નથી અને માન વિના સુખ મળતું નથી એટલા માટે વિદ્યા છે એ બધા સુખનું મૂળ છે.

જેમ મૂળ વિના ઝાડ મોટું થતું નથી તેમ જે માણસમાં વિદ્યા ન હોય તે કોઇપણ કામમાં આગળ વધી શકતો નથી.

વિદ્યાવાળો માણસ બધાના ઉપર સરદારી ભોગવે છે અને અભણ માણસ બધાનો ચાકર બની રહે છે.

## પાઠ ૭ મો.

ધર્મ પાળનાર માણસ હમેશાં ઇશ્વરને વહાલો લાગે છે.

ધર્મ પાળનાર માણસને હમેશાં દુઃખમાં ઇશ્વર સહાય કરી તેને સુખી રાખે છે.

માટે આપણે આપણો ધર્મ પાળવો જોઇએ.

આપણો ધર્મ વિશ્વકર્માની ઉપાસના, સ્નાન, સંધ્યા કરવાં એ છે.

જો આપણે વિશ્વકર્માને ભૂલી જઇએ અને જનોઇ પહેરી સ્નાન સંધ્યા ન કરીએ તો આપણા ઉપર વિશ્વકર્મા કોપ કરે.

વિશ્વકર્માને આપણે હમેશાં ભજવા અને તેને ઓળખવા માટે આપણે ખંત રાખવી જોઇએ.

વિશ્વકર્માને ઓળખવા માટે તથા આપણો ધર્મ સમજવા માટે આપણે આપણાં શાસ્ત્ર વાંચવાં જોઇએ.

શાસ્ત્ર વાંચ્યા વિના આપણે આપણા ધર્મને તથા વિશ્વકર્માને બરાબર ઓળખી શકતા નથી.

અને જ્યારે આપણે આપણા ધર્મને ઓળખી શકતા નથી તથા વિશ્વકર્માને જાણી શકતા નથી ત્યારે આપણે પાપી ગણાઇએ છીએ.

આપણો ધર્મ બહુજ જુનો છે, એના જેવો ધર્મ બીજો એકે નથી કેમકે તે ધર્મ આ જગત પેદા થયું ત્યારથીજ છે.

## પાઠ ૮ મો.

ધર્મમાં ઘણું સુખ રહેલું છે, અને તે સુખ જ્યારે આપણે ધર્મમાં બરાબર ઊંડા ઉતરીએ ત્યારેજ મળે છે.

તે આપણો ધર્મ આપણે વધારેમાં વધારે ચારસો વર્ષ થયાં ભૂલી ગયા છીએ.

તે ભૂલેલા ધર્મને ઓળખવાને આજના વખતમાં આપણને સહેલાં સાધનો મળેલાં છે.

એ મળેલાં સહેલાં સાધનોથી જો આપણે આપણા ધર્મને પાછો લેવાની મહેનત ન કરીએ તો આપણે મૂર્ખ કહેવાઇએ.

મૂખમાં ગણાવું એ આપણા માટે ઘણુંજ શરમ ભરેલું છે.

માટે મૂર્ખાઇ તથા આપણું અજ્ઞાન મૂકીને આપણે ઘણાજ હેતથી આપણા ધર્મને પાળતાં શીખવું જોઇએ.

આપણને આપણો ધર્મ પાળવાની ટેવ ન હોવાથી હમણાં આપણને જરા અઘરૂં લાગશે.

પણ પછી આગળ જતાં આપણને તેમાં ઘણોજ આનંદ તથા સુખ મળશે.

એટલા માટે આપણા મનમાં લાગણી રાખી ધર્મ જાણવા માટે પોતાના પિતા અથવા પોતાની નાતના જાણીતા, ભણેલા, જ્ઞાનવાળા માણસોનો ઉપદેશ હમેશાં સાંભળવો.

ઉપદેશ સાંભળવાની હમેશની ટેવ હોય તો માણસ હમેશાં જલદી સુધરીને ઘણોજ હુશીઆર તથા જ્ઞાની બને છે.

## પાઠ ૯ મો.

વિશ્વકર્મા આ જગતના રચનાર–બનાવનાર હોવાથી તેને શાસ્ત્રમાં વિશ્વકર્મા કહે છે. વિશ્વ એટલે જગત અને કર્મા એટલે બનાવનાર એમ થાય છે.

આ આખી દુનીયા વિશ્વકર્માની છે, અને દુનિયાના તમામ હુન્નર વિશ્વકર્માએ બનાવ્યા છે.

વિશ્વકર્માએ હુન્નર વગેરે બનાવી તેમણે આપણા

વડવાઓને શીખડાવ્યા, અને તે કામ કરવા તેમને આજ્ઞા કરી.

વિશ્વકર્માની આજ્ઞા માનીને આગળના આપણા વંશના પુરૂષો ઘણીજ ઊંચી જાતની કારીગરી કરતા હતા, અને સારો ધર્મ પાળતા હતા.

વિશ્વકર્માની આજ્ઞા આગળના વખતમાં કોઇ તોડતા નહોતા અને આજકાલ આપણે તે આજ્ઞાને ભૂલી ગયા છીએ અને માનતા નથી.

વિશ્વકર્માની આજ્ઞા કઇ? અને તે કેમ પાળવી? એ જાણવાને આપણે બરાબર મહેનત કરવી જોઇએ અને તે પાળતાં શીખવું જોઇએ.

વિશ્વકર્માનો હુકમ એ છે કે, જે મારા વંશના સારા દીકરા હોય તે જનોઇ પહેર્યા વિના ન રહે. સવારમાં વહેલા ઉઠે અને નાહી ધોઇને મારી પૂજા કરે.

વિશ્વકર્મા કહે છે કે, મારી આજ્ઞા પાળનારને હું હમેશાં સારી બુદ્ધિ આપું છું કે જેનાથી મારા દીકરા ઘણું સુખ પામે.

એટલા માટે આપણે આપણા સાચા પિતા વિશ્વ-કર્માની આજ્ઞા માનવી જોઇએ.

જેમ કહ્યું માનનાર દીકરો તેના બાપને વ્હાલો લાગે છે, અને તે દીકરો જે માગે તે તેને મળે છે, તેમ જો

 

આપણે આપણા ખરા પિતા વિશ્વકર્માની આજ્ઞા માની-
એ તો આપણે જે માગીએ તે આપણને વિશ્વકર્મા આપે.

પાઠ ૧૦ મો.

વિશ્વકર્મા કોણ અને તેનું સ્વરૂપ જાણવું એ આપણો
પહેલો ધર્મ છે.

વિશ્વકર્મા એ જગતના રચનાર અને તેનું સ્વરૂપ
દેવના જેવું છે. જેને ચાર હાથ છે, ત્રણ આંખો છે,
શરીરે વૃદ્ધ છે, અને જ્ઞાનના ભંડાર છે.

એવા વિશ્વકર્મા દેવના વંશના જે આપણે તે આ
જગતમાં દેવના દીકરા કહેવાઇએ છીએ, તેથી આપણે
ઘણી ઊંચી રીતે વર્તવું જોઇએ.

આપણે બીજી જાત કરતાં વધારે અને સારા આચાર
વિચાર પાળવા જોઇએ કારણ કે આપણે વિશ્વકર્મા દેવ-
ના દીકરા છીએ.

જો આપણે આચાર વિચાર સારા ન પાળીએ અને
આપણી વર્તણુક નઠારી રાખીએ તો, આપણને કોઇ
દેવના દીકરા કહે નહિ.

દેવના દીકરા હમેશાં સાચા બોલા, દયાવાળા, વિદ્યા-
વાળા અને ધર્મવાળા હોવા જોઇએ.

જેનામાં સારા ગુણ, સારી વિદ્યા અને સારો ધર્મ
તથા આચાર વિચાર સારા હોય તે દેવ જેવા કહેવાય.

જેથી આપણે હરરોજ દેવ જેવા થવાને માટે આ

પણા વિચારો તથા આપણી રીતભાત બધાં ઊંચી જાતનાં રાખવાં જોઇએ.

આપણા જેવા વિચારો હોય, તેવા આપણે બનીએ તેટલા માટે ખરાબ વિચાર ન કરતાં સારા વિચાર કરવાની ટેવ પાડવી.

સારા વિચાર સારાં પુસ્તકો વાંચવાથી થાય છે. એટલા માટે સારાં પુસ્તકો વાંચવાનો અભ્યાસ રાખવો અને વાચ્યા પછી તેનો બરાબર વિચાર કરવો એટલે આપણને સારા વિચાર કરવાની ટેવ પડશે.

જેમ એક એક પગથીયું ચડવાથી ઊંચી જગા ઉપર ચડાય છે, તેમ હમેશાં નવાં નવાં પુસ્તકો વાંચવાથી આપણને જ્ઞાન મળી ઊંચો વર્ગ લેવાને લાયક બનીએ છીએ.



# શ્રી વિવેકાશ્રમ

અને

# ચિત્તવૃત્તીનો સંવાદ

[illegible]:-

હિમ્મતલાલ બળદેવજી [illegible]

શ્રી

॥ ॐ તત્સત્ ॥

# શ્રી વિવેકાશ્રમ
## અને
# ચિત્તવૃત્તિનો સંવાદ

સંપાદક અને પ્રકાશકઃ
**હિમ્મતલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ**

નડિયાદ — પ્રથમાવૃત્તિ
ગણુપતિ સ્ટ્રીં — પ્રત ૧૦૦૦
વિ. સંવત ૧૯૮૫ — ઈ. સ. ૧૯૨૯



મૂલ્ય રૂ. ૦-૬-૦ (પોસ્ટેજ જુદું)



આ પુસ્તક ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતિ પ્રિ. પ્રેસમાં રતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું અને હીમ્મતલાલ બળદેવજી બ્રહ્મભટ્ટે ગણપતી સ્ટ્રીટ, નડીઆદમાંથી પ્રસિદ્ધ કર્યું. તા.૧-૧૦-૨૯



# અર્પણપત્રિકા.



સદ્દગુણ સંપન્ન, માન્યવર, લુણાવાડા-સ્વસ્થાન,

મહન્તશ્રી મંગળગીરજી મથુરગીરજી

નિવાસ. લુણાવાડા, ( રેવાકાંઠા )

આપ એક, ધર્મ પ્રેમી મહન્ત હોઇ આપનો પ્રભુ સેવા કરવાનો ઉત્સાહ, ધાર્મિક પુસ્તકો વાંચવાનો આપનો શોખ, વિદ્વાનોની આપના તરફથી થતી કદર, આપશ્રીનો ગર્વરહિત શાન્ત માયાળુ સ્વભાવ, અને એવા અનેક આપશ્રીના સદ્દગુણોથી આકર્ષાઇ, આ વિવેકાશ્રમ અને ચિત્તવૃત્તિનો સંવાદ નામનુ નાનકડું પુસ્તક આપશ્રીને, અર્પણ કરવાથી તેની મહત્તા વૃદ્ધિથવા પામશે, એવા હેતુથી પ્રેમ સહિત અર્પણ કરૂં છું તો આપશ્રી તે કૃપાકરી સ્વીકારશો.

નડીઆદ }
ગણપતિ સ્ટ્રીટ }

લીં. આપનો કૃપાભિલાષી
**હિમ્મતલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ.**



# અનુક્રમણિકા

ॐ तत्सत् परमात्मे नमः

# પ્રસ્તાવના

संसारविष वृक्षस्य द्वेएवमधुरे फले ।
काव्यामृत रसस्वादु संसर्ग सज्जनैः सह ॥

સંસારરૂપી વિષવૃક્ષનાં મધુર ફળ માત્ર બેજ છે, એક મિષ્ટ કાવ્યામૃત રસનું પાન અને બીજું સાધુ સમાગમ. ઉપરના શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે કાવ્યના રસનું પાન અને સાધુ સમાગમ, એ બન્ને આધિ, વ્યાધિ અને ઉપાધિમાંથી, હરકોઇ મનુષ્યને મુકત કરી, પરમ આનંદ આપનાર થઇ પડે છે. સામાન્ય પ્રતિનાં ધાર્મિક પુસ્તકો, સહૃદયને આનંદ આપનાર થઇ પડે છે, તો પછી સર્વોત્કૃષ્ટ ધાર્મિક પ્રતિભાવાળા મહાપુરૂષોના પુસ્તકો વિષે શું કહેવું ? એવાં ઉત્તમ પુસ્તકો તેના અધિકારીઓને પ્રથમ આનંદ આપે છે, એટલું જ નહી પણ જેમ જેમ તેનો વધારે પરિચય રાખવામાં આવે છે, તેમ તેમ તેનામાં કંઇ નવિનતા જણાવાથી અખૂટ રસના ભંડારરૂપ થઇ પડે છે, તથા જ્યારે જ્યારે તેના રસનું પાન કરવામાં આવે છે, ત્યારે કાંઇ અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે, પરંતુ તેનો આધાર વાંચકની શકિત અને યોગ્યતા ઉપર છે.

આ નાનકડું શ્રી વિવેકાશ્રમ અને ચિત્તવૃતિનો સંવાદ નામનું પુસ્તક જનસમાજની સેવામાં પ્રસિદ્ધ કરી રજુ કરતાં હમોને અત્યંત હર્ષ ઉત્પન્ન થાય છે,

ધર્મધુરંધર શ્રીમાન્ જગન્નાથ સરસ્વતીજીએ જનસમાજને બોધ મળે તેવા આશયથી સર્વ ઉપનિષધનો સાર નામનું પુસ્તક સંસ્કૃત ભાષામાં અને શ્રીમાન્ અમરદાસજીએ, વ્રજ ભાષામાં ઘણો શ્રમ વેઠીને તૈયાર કરેલું છે, તેનું આ ભાષાંતર ગુજરાતી ભાષામાં, કરવામાં આવેલ છે, જેમાં વિવેક, વૈરાગ્ય, શમ અને દમ એ ચારને સન્યાસી રૂપ સંજ્ઞા આપી, વર્ણવામાં આવેલ છે.

૧-વિવેકાશ્રમ-એ વિવેકનું નામ છે.

૨-વૈરાગ્યનું નામ-વૈરાગ્ય તીર્થ છે.

૩-શમનું નામ-શમારણ્ય છે.

૪-દમનું નામ-દમારણ્ય છે.

ચિત્તવૃત્તિને સ્ત્રી તરીકે ઓળખાવી છે. અને શરીરને મઠનું સ્થાન આપવામાં આવેલ છે. ઉપર પ્રમાણે વર્ણન આપી શ્રી વિવેકાશ્રમ અને ચિત્તવૃત્તિનો આખા પુસ્તકમાં સંવાદ આપેલો છે; તેમાં ચિત્તવૃત્તિને વિવેકાશ્રમ વિવિધ રીતે, શ્રુતિ યુક્તિ પ્રમાણ આપીને આત્મ ઉપદેશ આપે છે, તે વાંચી મનન કરતાં, દરેક આત્માને અત્યંત શાંતિ મળે છે અને હર્ષ ઉત્પન્ન થાય છે.

જગનિયંતા સર્વ શક્તિમાન પ્રભુએ સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોનાં સુખ અને આનંદ અર્થે અનેક સાધનો યોજેલાં છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ઇત્યાદિ, ગુણવાળા,, પ્રકૃતિજન્ય પદાર્થ સૃષ્ટિસૌન્દર્યના દેખાવો, અનુક્રમે બદલાતા તથા સૃષ્ટિની શોભાને. વિવિધતા આપતા રૂતુભેદ, વિધવિધ લક્ષ્મીના વિલાસો, સંસારનાં ભિન્નભિન્ન ઉત્સવના પ્રસંગો ઇત્યાદિ મનુષ્યની સુખ પરંપરાને અર્થેજ છે.

આટલું છતા પણ મનુષ્યની વૃતિ કંઇ એવી, વિલક્ષણ છે કે, તેને પ્રત્યેક વસ્તુનો સતત્ પરિચય થતાં તેમાં કંઇ સુખની કે નૂતુનતાની કે રસની ન્યુનતા લાગવાથી કોઇ અપૂર્વ સુખદાતા અને પુનઃ પુનઃ ઉપભોગ કરવા છતાં પણ નવાનવા, રસનું આસ્વા દન કરાવનારી વસ્તુની પ્રાપ્તિને અર્થે અપેક્ષા અને અસંતુષ્ટતા રહ્યા કરે છે. મનની તૃપ્તિ, એ સર્વાંગની તૃપ્તિ છે, સંસ્કાર પ્રમાણે જેમ–મનો વૃત્તિઓમાં ભિન્નત્વ હોય છે, તેમ તેની તૃપ્તિનાં સાધનો પણ ભિન્ન ભિન્ન હોય છે.

ઉચ્ચ મનોવૃતિની ભાવના ઉચ્ચ હોય છે, તેમ તેને તૃપ્ત કરવાનાં સાધનો પણ તેવાંજ હોય છે.

મનુષ્યની આવી ઉચ્ચ મનોભાવનાની તૃપ્તિનાં સાધનોમાં આવા ધાર્મીક પુસ્તકો એ એક ઉત્તમ સાધન છે, અને તેનું મનન કરતાં દરેક આત્માને શાન્તી મળે એ દેખીતુંજ છે. આશા છે કે આ પુસ્તકના વાંચન અને અધ્યયનથી દરેક વાંચકના જ્ઞાનમાં વૃદ્ધિ થવા પામશે અને સત્કાર્યો કરવામાં ભાગ્યશાળી નીવડશે એ નિર્વિવાદ છે.

છેવટે નડિઆદના મોટા કુંભનાથ મહાદેવમાં નિવાસ કરી રહેતા. પૂજ્ય પાદ સ્વામિ શ્રી. શંકરાનંદજીની કૃપાથીજ આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો લાભ સેવકને મળ્યો છે, એટલુંજ ફક્ત અત્રે જણાવું તો તે અસ્થાને નહિજ ગણાય.

નડિયાદ<br>ગણપતિ સ્ટ્રીટ } હિમ્મતલાલ બળદેવજી<br>બ્રહ્મભટ્ટ



# શુદ્ધિ પત્રક

| અનુક્રમ | અશુદ્ધ | શુદ્ધ | પાને | લીટી |
|---|---|---|---|---|
| ૧ | કરવાતે | કરવાને | ૭ | ૫ |
| ૨ | પૌઢ | પ્રૌઢ | ૮ | ૧૨ |
| ૩ | ગૃહસ્થાશ્રય | ગૃહસ્થાશ્રમ | ૧૧ | ૨૦ |
| ૪ | વિજય | વિષય | ૧૭ | ૬ |
| ૫ | દુષણ | દૂષણ | ૧૯ | ૪ |
| ૬ | તૂષ્ણી | તુષ્ણીં | ૧૯ | ૨ |
| ૭ | જાગતા | જાગતી | ૨૨ | ૧૦ |
| ૮ | કાંધ | ક્રોધ | ૨૩ | ૭ |
| ૯ | સોભને | શોભને | ૨૩ | ૨૧ |
| ૧૦ | વિણા | વીણા | ૨૫ | ૩ |
| ૧૧ | દિપક | દીપક | ૨૭ | ૧૩ |
| ૧૨ | ચિતવૃત્તિ | ચિત્તવૃત્તિ ? | ૨૮ | ૨૧ |
| ૧૩ | દ્વેશ | દ્વેષ | ૨૯ | ૨ |
| ૧૪ | પશન | પ્રશ્ન | ૩૨ | ૧ |
| ૧૫ | સતમાર્ગ્ચારી | સતમાર્ગ ચારી | ૪૭ | ૨ |
| ૧૬ | ઇદ્ર | ઇંદ્રિય | ૫૫ | ૪ |
| ૧૭ | આશ્રિત્વ | આશ્રયિત્વ | ૫૫ | ૬ |
| ૧૮ | નિરની | નીરની | ૬૩ | ૧૦ |
| ૧૯ | શોત્રિય | શ્રોત્રિય | ૧૧૯ | ૮ |
| ૨૦ | સામાનવાળો | સમાનતાવાળો | ૧૨૪ | ૧૯ |

॥ ॐ तत्सत् ॥

# શ્રી વિવેકાશ્રમ

અને

# ચિત્તવૃત્તિનો સંવાદ

---

## મંગળાચરણ

જેનું બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર, વાયુ, દેવતા દિવ્ય સ્તોત્રો વડે કરીને સ્તવન કરે છે. તથા જેનું વેદ ને વેદનાં અંગ તથા ઉપનિષદ્ તથા સામવેદ ગાયન કરે છે. તથા પોતાના મનને ધ્યાનથી શુદ્ધ કરીને યોગી લોકો જેનું આત્મ સ્વરૂપથી દર્શન કરે છે, અને જેની પાસે સુર તથા અસુરોનો સમુદાય પાર પામી શકતો નથી. તે દેવને હું નમસ્કાર કરું છું.

શ્રી ગણપતિને તથા બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક દેવતાઓને તથા વ્યાસ, વશિષ્ઠાદિ ઋષિઓને તથા મત્સર રહિત

પંડિતોને પ્રણામ કરીને, વિવેકાશ્રમ અને ચિત્તવૃત્તિનો સંવાદ એ નામના ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરૂં છું. ૐ શ્રી સદ્‌ગુરુને નમસ્કાર.

વિવેકાશ્રમ નામના એક મહાન સંન્યાસી હતા. તે પોતાનો નિવાસ કરવા સારૂ સ્થાનનો વિચાર કરવા લાગ્યા, પણ એવો કોઈ મઠ જગતમાં જોવામાં ના આવ્યો કે જેમાં બેસી મુનિનું મન શુદ્ધ થાય કીટ પતંગાદિ ચોરાસી લક્ષ યોનિઓનાં શરીર રૂપી અનેક મઠ છે. તે મુનિ લોકોને નિવાસ કરવા યોગ્ય નથી. આ યોનિઓમાં ફરતાં ફરતાં મનુષ્ય શરીર રૂપી મઠ મને પ્રાપ્ત થયો છે તે શ્રેષ્ઠ છે એવો મારો નિશ્ચય છે. આ કેવો મઠ છે? બે પગરૂપ થાંભલાવાળો છે, નવ છિદ્રરૂપી નવ દરવાજાવાળો છે. તથા જેમાં વેદ વિહિત શાંતિને પ્રાપ્ત કરી શકાય છે. સ્વભાવિક અહિક ભોગોમાં ધાવન કરવાવાળો છે. શાસ્ત્રે કરીને ગમ્ય જે પરમાત્મા તેની પ્રાપ્તિ કરાવવા વાળો છે. અનેક જન્મના સુકૃત વડે કરીને પ્રાપ્ત થવા વાળો છે. ને બ્રહ્મલોક પર્યંતના ભોગોની પણ પ્રાપ્તિને યોગ્ય છે

શિવ, વિષ્ણુ, આદિ દેવતાઓની ભકિત કરવામાં યોગ્યતાવાળો છે. જેમાં નિવાસ કરવાથી બુધ્ધિમાન પુરુષોનાં મન હર્ષને પ્રાપ્ત થાય છે. આવા યતિઓને નિવાસ કરવા

લાયક મનુષ્ય શરીર રૂપી મઠને જોઈને વિવેકાશ્રમ પોતાના મનમાં પ્રસન્ન થયા. કેવા છે વિવેકાશ્રમ યતિ ? કે જે સર્વે યતિઓમાં શ્રેષ્ઠ છે. આત્માની કામના વાળા છે. તન તપ કરવાથી કૃષિત થયું છે એવા યતિનું મન, ઉત્તમ મનુષ્ય શરીર રૂપી મઠમાં નિવાસ કરી પોતાના મોક્ષ માર્ગની સાધન સંપત્તિમાં વૃદ્ધિ કરવા લાગ્યું. તેટલામાં બહાર દૃષ્ટિ કરીને જુએ છે, તો એક સર્વોત્તમ સ્ત્રી આવીને ઉભેલી જોઇ. કેવી તે સ્ત્રી છે ? સ્ત્રીઓના તમામ ગુણોએ કરી સંપન્ન રૂપની મૂર્તિ. તમામ શૃંગાર ધારણ કરેલી, જેટલી ઉપમા કવિવરોથી તે સ્ત્રીને આપી શકાય તે વડે પૂર્ણ, દેખવાની સાથે જ મુનિઓનાં મન ચળાયમાન થઈ જાય એવી સુક્ષ્મ અંગોવાળી નારીને જોઇ વિવેકાશ્રમ નામના યતિ મનમાં વિસ્મયતાને પામીને શોચ કરવા લાગ્યા. હે દૈવ ? આવો ઉત્તમ મઠને પામીને આ વિઘ્ન ક્યાંથી આવ્યું ?

વિવેકાશ્રમનો માનસિક વિચાર આવા મોટા પ્રભાવ વાળી આ સ્ત્રી કોણ હશે ? જેનું હજારો સૂર્ય સમાન તેજ ઝળકી રહ્યું છે. જેના આવવાથી આ જગ્યા સુંદરતાને પ્રાપ્ત થઇ ગઈ છે ? હું તો જાણું છું કે ભગવાને પૃથ્વી ઉપ[illegible] અવતાર લીધેલો હોવાથી તેમની શોધ કરવા સારૂ [illegible] લક્ષ્મીજી આવેલાં છે; અથવા શિવજીથી વિયે[illegible] અને દક્ષ પ્રજાપતિના કુંડમાં ભસ્મ થયેલાં પા[illegible]

શોધતાં હોય. અથવા બ્રહ્માજીને પોતાની પુત્રીપર કામાતુર થયેલા જોઇને રીસાએલી સરસ્વતિ ફરતી હોય, અથવા મહાદેવના શ્રાપથી દગ્ધ થયેલા અને દીનતાને પામેલા પોતાના પતિ કામદેવને શોધનાર તેની સ્ત્રી રતિ હોય એમ લાગે છે, અથવા કોઇ ભાગ્યવતી નારી કામી પુરુષની તપાસ કરતી ફરે છે અથવા કોઈ ભગવાનની માયા અમને છળવાને માટે આવી હોય, અથવા મુનિલોકો જ્યાં તપ કરે છે. ત્યાં ઇંદ્રાદિ દેવતાઓ અપ્સરા આદિ વિઘ્નને મોકલી તપનો ભંગ કરાવે છે; એવું શાસ્ત્રમાં સાંભળેલું હતું, તે આ પ્રત્યક્ષ જોવામાં આવ્યું. બહુ જ યત્નથી આ મનુષ્ય શરીર રૂપી મઠ મળેલો તેમાં આ વિઘ્ન કયાંથી આવ્યું ? પરંતુ વૃદ્ધ પુરુષોનું કહેવું છે કે જે શ્રેષ્ટ કર્મનો આરંભ કરાય છે તેમાં મહાન વિઘ્ન આવે છે એવું અહીઆં મને પણ થયુ.

બીજું વૈરાગ્યતીર્થ નામના જે યતિ છે, તે મને પ્રાણથી પણ પ્યારા છે તે જેમ બીકણ પુરુષ યુદ્ધમાં ટકી શકતો નથી. તેમ આ સ્ત્રીની સમીપ ટકી શકવાના નથી તથા શમારણ્ય અને દમારણ્ય નામના યતિઓ પણ અહીં ટકી શકશે નહિ. અને તે બંને મારા સહચારી હોવાથી મારૂં અહીઆં રહેવું પણ મુશ્કેલ છે; અને આ પ્રમાણે જ્યારે અમે બધા યતિઓ આ મનુષ્ય શરીરરૂપી મઠને છોડી

ચાલ્યા જઇશું તો પછી મુમુક્ષુતા જે અમારા વગર રહી શકે જ નહિ તે આ મઠમાં નિવાસ કરવાની છે ? તાત્પર્ય એ છે કે જ્યારે મનુષ્યના અંતઃકરણમાંથી વિવેક, વૈરાગ્ય, શમ, દમ આદિ ચાલ્યા ગયા તો પછી ત્યાં મુમુક્ષુતા ક્યાંથી આવી શકે તેમ છે ?

આ પ્રમાણે વિચાર કરી વિવેકાશ્રમ આદિ મહાત્માઓ નિરાશ થઇને કહેવા લાગ્યા કે હવે મુક્તિની આશા છોડી દો આ મનુષ્ય શરીર રૂપી મઠમાં ઉત્તમ યતિવરોનો સમાગમ મળેલો હતો. અને બ્રહ્માએ મહાત્માઓના નિવાસ માટે આ મઠ રચેલો છે; તેમાં આ પિશાચ યોનિએ આવીને કયાંથી પ્રવેશ કર્યો. સ્ત્રી જે છે તે તો દષ્ટમદા છે. એટલે દેખવાથીજ મદ ચડાવવાવાળી છે, તો પછી આનો સ્પર્શ તો અમે કેમજ કરી શકીએ એવું વૃદ્ધ પુરુષોનું કહેવું છે માટેજ આ સ્ત્રીના સંગથી અમારી અતિ હાનિ થાય એવું જણાય છે. કારણ કે જેમ ઘીનુ વાસણ માટીનું હોય તેમાંથી ઘી કાઢી લઇ લુગડાથી સાફ કરી નાંખ્યું હોય, અને પછી તેને અગ્નિ પર મૂકીશું તો જરૂર ઘી ઉકળીને નીકળવાનું તેમ યતિ યુવતિના સંગને પામી મનમાં કામ વિકારથી જરૂર ચલિત થઇ જવાના એમાં શકજ નહિ સમજવો. જે માણસ જીતાહારી હોય, વૃદ્ધ હોય, યોગી હોય, વિરક્ત હોય અથવા રોગી હોય, તો પણ સ્ત્રીના સમાગમમાં તેણે

નહિજ રહેવું જોઇએ. વિંધ્યાચળમાં વિખવલ્લી નામની વેલી ઉપરથી આવેલો વાયુ માણસને મૃત્યુ પમાડે છે, તેમજ મનુષ્યને જન્મમરણનું કારણ સ્રીનો સંગ છે. સ્રીના શરીર પરથી આવેલો વાયુ પણ યતિઓના મનને કામ રૂપી તાપને દેવાવાળો છે. તો પછી સ્રી સાથે ભાષણ ને તેનું દર્શન તો કરીજ કેમ શકાય ? વિષધર સર્પ જેને કરડયો હોય તે તો એક જન્મમાંજ મૃત્યુને પ્રાપ્ત થાય છે, પણ સ્રી રૂપી સર્પ જેને ડસે છે તે તો જન્મોજન્મ મૃત્યુનેજ પ્રાપ્ત થતો જાય છે. એટલા માટે બુદ્ધિમાન પુરુષોએ સ્રીના સંગનો ત્યાગ કહેલો છે, અને તે સ્રીના સંગથી બ્રહ્માદિ દેવતા પણ ભૂલ ખાઇને દીન દશાને પામેલા છે. બ્રહ્માજી પોતાની પુત્રી ઉપર કામાતુર થવાથી મહાન દુઃખ પામ્યા હતા. ઇંદ્ર દેવતા ગૌતમ ઋષિની સ્રી સાથે વ્યભિચાર કરવાથી ગૌતમ ઋષિના શાપથી પોતાના શરીર પર હજાર ભગને પ્રાપ્ત થયો હતો. બૃહસ્પતિ જે દેવતાઓના ગુરુ હતા, તેની સ્રી સાથે ચંદ્રમાએ વ્યભિચાર કરવાથી પોતાના શરીરમાં કાળાશરૂપી કલંકને પ્રાપ્ત થયેલો છે. આવી રીતે સ્રીના સંગથી દેવતા લોકો પણ દુઃખને પામેલા છે, તો પછી મનુષ્યની ગણતરી રહી. તેટલા માટે નારી છે તે નરકનો દરવાજો છે. માટે તેનાથી બચીને આ સંસાર સાગરમાંથી પાર ઉતરે તે પુરુષ મહાન ભાગ્યવાન સમજવો જોઇએ; જે સંન્યાસીઓ રાજ્યાદિ સુખને નરક સમાન જોતા

હોય સુવર્ણાદિ પદાર્થોને માટીના ઢેફા સમાન સમજતા હોય અને સ્ત્રીને મુડદાની માફક અસ્પૃશ્ય સમજતા હોય તેવા સંન્યાસીઓ જગતમાં દુર્લભ છે. ઇશ્વરકૃપાથી આ ઉત્તમ મનુષ્ય શરીર રૂપી મઠ અમને નિવાસ કરવાને મળ્યો છે તેનો નાશ કરવાતે માટે આ સ્ત્રી અહીં આવી છે. આની સાથે વાણીનો વિલાસ કરવો યોગ્ય નથી, કારણ કે સ્ત્રી તો દેખવાની સાથે મદ ચઢાવી દેનારી છે, તો પછી તેની સાથે ભાષણ કરવાથી તો ચિત્તમાં દોષ જરૂર ઉત્પન્ન થવાના. અહી બીજુ કોઈ માણસ પણ નથી કે જે તેને પૂછે કે હે સ્ત્રી ? તું અહીં સદા રહેવાની છું, કે ચાલી જવાની છું અને તારૂં અહીં આવવાનું શું પ્રયોજન છે! અહીં બીજુ કોઈ પુછનાર ન હોવાથી અમે બધા સંન્યાસીઓ મળીને આ સ્ત્રીને પૂછીએ, કે અમે બધા સંન્યાસીઓ પ્રત્યેક સ્વરૂપ આત્માના ચિંત્વનમાં તત્પરતાવાળા છીએ તો પછી આ અબળા અમને શું કરી શકે તેમ છે. સ્ત્રી આદિક પ્રબળ વિષયો ત્યાં સુધી પ્યારા લાગે છે કે જ્યાં સુધી પોતાના આત્મસ્વરૂપમાં દૃઢ પ્રીતિ ઉત્પન્ન થઈ નથી જેમ કામી પુરુષની સ્ત્રીમાં પ્રીતિ લાગવાથી માતાપીતા ઉપરની પ્રીતિ નિવૃત થઈ જાય છે, તેમ મનુષ્ય મન જ્યારે આત્મસ્વરૂપમાં પ્રીતિવાળું થાય ત્યારે વિષયોમાંથી પ્રીતિની નિવૃત્તિવાળુ થાય છે.

બીજુ આત્મતત્ત્વને યથાર્થ જાણનારને એ કલ્પિત સ્વરૂપવાળી સ્ત્રી શું ભય આપી શકે તેમ છે ! જેમ રજ્જુના અજ્ઞાનવાળા પુરુષનેજ કલ્પિત સર્પનો ભય હોય છે, પણ રજ્જુ તત્ત્વને જાણનાર પુરુષને કલ્પિત સર્પથી ભય હોયજ નહિ જ્યાં સુધી સ્વરૂપના અજ્ઞાનથી સ્ત્રી પુરૂષ શરીરનો ભેદ ભાસે છે, ત્યાંસુધી સ્ત્રી ભયનો હેતુ થાય છે અને અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક તત્ત્વજ્ઞાનથી ભેદની નિવૃત્તિ થાય છે. ત્યારે કોઈ વસ્તુ ભયનું કારણ થતી નથી. એમાં શ્રુતિ પ્રમાણ છે.

શ્રુતિ અર્થ નિશ્ચય કરીને બીજાથીજ ભય થાય છે. એટલે ભેદબુધ્ધિથી જોએલો પદાર્થ ભય આપે છે; એવું કઠઉપનિષદનું શ્રુતિ વાક્ય છે, અને વળી વૈરાગ્યતીર્થ નામના સંન્યાસી મારી સાથે છે; તો પછી આ પ્રૌઢ સ્ત્રી શું કરી શકે તેમ છે. જેમ વાઘની આગળ બકરીનું કાંઈ પણ જોર ચાલી શકતું નથી. આવો વિચાર કરીને વેદ વેત્તાઓમાં ઉત્તમ જે વિવેકાશ્રમ હતા તે સામી ઉભેલી સ્ત્રીને પૂછવા લાગ્યા.

વિવેકાશ્રમઃ—હે કાન્તે ! તું કોણ છે ? અને તું કોની સ્ત્રી છે ? શી ઇચ્છા ધારીને અહીં આવેલી છે ? હે વરાંગને ! આ જે મઠ છે તે તમારા નિવાસને યોગ્ય નથી. આ મનુષ્ય શરીરરૂપી ઉત્તમ મઠના સર્વ ભોગો જેણે

ત્યાગ કરેલા છે. ચિત્તમાં શાંતિવાળા છે, સહનશીલતાવાળા છે, ઉપરતિવાળા છે, શમ, દમાદિ સાધન સંપન્ન છે. સમાધિમાં મનને સ્થિર કરીને આત્માનું ધ્યાન કરવા વાળા છે એવા સંન્યાસીઓને નિવાસ કરવા લાયક છે, તેટલા માટે આ મઠમાં રહેવાની ઇચ્છા તું છોડી દે જ્યાં સન્યાસી લોકો નિવાસ કરતા હોય ત્યાં સ્રી નિવાસ યોગ્ય હોય જ નહિ. અથવા જ્યાં મુમુક્ષુ પુરુષો ત્રણ શરીરથી અને પંચકાશથી જુદો કરીને પોતાના આત્માનું ધ્યાન કરતા હોય ત્યાં પણ તારો નિવાસ યોગ્ય નથી, તથા જ્યાં બ્રહ્મચારી વેદ પાઠ કરતા હોય તથા નિષ્કામ બુદ્ધિથી યજ્ઞ, દાન, તથાદિ આચરણ કરતા હોય ત્યાંપણ તારો નિવાસ યોગ્ય નથી. માટે હે બાલે ! આ મઠમાં રહેવાનો સંકલ્પ છોડીને, અમારા ઉપર દયા કરીને મનુષ્ય શરીર રૂપી બીજા મઠોમાં નિવાસ કર. આ મઠ તો મહાત્માઓ-નેજ નિવાસ કરવા લાયક છે, ત્યાં તારો નિવાસ શોભે નહિ એવુ શ્રુતિનું કથન છે. આ પ્રમાણેનાં વિવેકાશ્રમનાં વચનોને સાંભળીને દીર્ઘ નેત્ર વાળી તે સ્રી મનમાં વિચાર કરીને ફરથી ઉત્તર દેવાને તત્પર થઇ.

નારી ઉવાચ—હે વિવેકાશ્રમ મારૂ નામ ચિત્તવૃત્તિ છે અને હું તમારી મોટી ભગિની થાઉં છું તમે હમણા જ ઉત્પન્ન થએલા છો અને હું તો આ શરીર રૂપી મઠમાં પ્ર-

થમથી જ રહું છું જેજે બીજા શરીર રૂપી મઠો મેં ત્યાગેલા છે તેઓનું તથા આ મનુષ્ય શરીર રૂપી મઠનું પાલનપોષણ હું જ કરૂ છું તમે મને બહુ શકિતવાળી સમજો શબ્દાદિક જે પ્રિય વિષય છે તેની હું સર્વદા ઈચ્છા કરવા વાળી છું અને જે કર્મો શરીરને જ પ્રાપ્ત કરે તેવાં કર્મો હું કરવા વાળી છું તથા કર્મોને કરીને ફળને હું ત્યાગતી જ નથી. કર્મોના ફળમાં જે સુખ છે તે સંસારના સુખોને હું રૂચી પૂર્વક ભોગવું છું તમે ભિક્ષુ ભાવનો આશ્રય કરી ને કર્મને ત્યાગી દીધાં છે તે તમારી મૂઢ બુદ્ધિ છે, એમ હું માનું છું તમે પૂત્ર ઈચ્છા, ધન ઈચ્છા લોક ઇચ્છા એમ ત્રણ પ્રકારની ઈચ્છા (ઇષણા) ને ત્યાગીને ભિક્ષાચારિ થયેલા છો તે પણ તમારી મૂર્ખતા હું સમજું છું. તમે કહેશો કે અમે શાસ્ત્ર પ્રમાણથી ઈષણાઓ ( ઇચ્છાઓ ) ત્યાગી છે, એ તમારૂં કહેવું અવિચાર પૂર્વક છે. કારણ કે બ્રુહદારણ્યક ઉપનિષદના છઠ્ઠા અધ્યાયના ચતુર્થ બ્રાહ્મણમાં શ્રુતિપ્રમાણ છે, શૃતિ અર્થ બ્રાહ્મણ એટલે બ્રહ્મ રૂપ થવાની ઇચ્છાવાળો અથવા બ્રહ્મ રૂપ થએલો. જ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે અથવા જીવન મુક્તિના સુખની પ્રાપ્તિ વાસ્તે પુત્ર ઈષણા, વિત્ત ઇષણા ( ઇચ્છા ) લોક ઇષણા સ્વર્ગાદી ( ઇચ્છા ) ને ત્યાગીને ભિક્ષા આચરે આવા શ્રુતિ વાક્યોને તમે અવિચારથી ગ્રહણ કરો છો અને કર્મનો ત્યાગ કરો છો. તો પછી

બીજાં શ્રુતિ વાક્યો જેવાં કે ગર્ભાદિક સંસ્કારથી આદિ લઇને યજ્ઞોપવિત પર્યંતના સંસ્કારને કરીને વેદનું અધ્યયન કરવું, ત્યારપછીથી ગૃહસ્થાશ્રમને ધારણ કરવો અને યજ્ઞાદિક કર્મોનું અનુષ્ટાન કરવાં, એ પ્રમાણે કહેનાર વેદ વાક્યોને તમે કેમ અંગીકાર કરતા નથી તથા ઈશાવાસ્ય ઉપનિષદમાં કહેલું છે કે મનુષ્ય સો વરસ જીવવાની ઇચ્છા કરતાં છતાં સર્વદા કર્મોનેજ કર્યા કરે આવાં વાક્યો કેમ ગ્રહણ કરતા નથી, અને અશ્વમેધાદિક તથા જ્યોતિષ્ટોમાદિ જે કર્મો કે જેનાથી મહાન પુણ્યના ફળરૂપ સ્વર્ગાદિ સુખોને ભોગવી શકાય છે તેવાં વાક્યોને તમે અર્થવાદ રૂપ ગુડ જીવ્હા ન્યાય માનીને અવિચારથી ત્યાગી દો છો, એ શું તમારી મૂર્ખતા નથી? તમે શીરનું મુંડન કરાવીને ઘરેઘર, કંગાલોની માફક ભીખ માગતા ફરો છો, અને તમારા ઉપદેશથી સુખ આપવાવાળાં કર્મોને ત્યાગી જે સન્યાસ માર્ગમાં તત્પર થાય છે, તે પુરુષો ભાગ્યહીન અને દરિદ્રી છે. કારણ કે તે શાસ્ત્રના રહસ્યને સમજતા નથી. ભગવાનની માયાથી મોહિત થયેલા છે તમારા ઉપદેશથી મોટા મોટા રાજા લોકો પણ રાજ્ય ત્યાગી વનમાં ચાલ્યા જાય છે, તેમને પણ શાસ્ત્રનું ખરૂં રહસ્ય ન સમજવાથી, ભાગ્યહીન સમજવા તમે કહેશો કે ગૃહસ્થાશ્રમ ત્યાગીને ભિક્ષાનું આચરણ કરવામાં શ્રુતિ પ્રમાણ છે, તો સેન યાગાદિ કર્મમાં પણ

શ્રુતિ પ્રમાણુ રૂપ છે, તેને કેમ ગ્રહણુ કરતા નથી ? શ્રોત-સ્માર્ત કર્મોને ત્યાગીને તમે ક્લેશ આપવા વાળી ભિક્ષાવૃત્તિ ધારણુ કરો છો જે ઘેર તમને ભિક્ષા પ્રાપ્ત ન થાય ત્યાં શું તમોને ક્લેશ નહિ થાય વારૂ ? ઘણુા સન્યાસીઓ, ગૃહસ્થાશ્રમ ત્યાગીને, નિધકર્મમાં પ્રવૃત્તિવાળા જોવામાં આવે છે. તો પછી તમે કહો, કે, ત્યાગ કરીને શું સુખ પ્રાપ્ત થયું ? તમે કહેશો કે ત્રણુ પ્રકારની ઇષણુા ( ઇચ્છા ) ઓને ત્યાગીને સદા આત્મ ચિંત્વન કરવું એવું શ્રુતિ વિધાન છે. તથા મૈંત્રયી બ્રાહ્મણુમાં યાજ્ઞવલ્કય ઋષિનો ઉપદેશ છે કે અરે મૈત્રેયી આત્માજ દેખવાને યોગ્ય છે, અને આત્માની પ્રાપ્તિને માટે, શ્રવણુ, મનન, અને નિદિધ્યાસન કરવાં યોગ્ય છે આવું આત્મ દર્શન શ્રુતિએ કહેલું છે, તો જેમ પ્રત્યક્ષ હાથ પગવાળો દેહ દેખાય છે તેમ આત્મા મને કેમ દેખાતો નથી ? માટે તમારા શ્રવણુાદિક શાસ્ત્રવિહિત કહી શકાય નહિ, કદાપિ તમે કહેશો કે આત્મા તો શ્રુતિ ગમ્ય છે; અને શરીરથી ન્યારો છે, અને જે સર્વને પરમ પ્રીતિનું સ્થાન છે, અને જેને માટે સર્વ જગત પ્રિય લાગે છે, તે આત્મા છે, તો પણુ, તમારૂં કહેવું હું માનતી નથી. આ સંસારમાં પરમ પ્રેમનો વિષય તો, સ્ત્રી, પુત્ર, ધન, આદિ જે સુખ આપવાવાળા પદાર્થ છે, તેજ છે. તેનો તમે ત્યાગ કરીને જે આત્મા દેખાતો નથી તેને માટે શરીર

આદિથી અનેક કલેશને ઉઠાવો છો વિષયોને ભોગવી તમારા આત્માને સુખની તૃપ્તિ તમે કેમ આપતા નથી ? અને કલેશ આપવાવાળાં સ્નાન, શૌચ, પૃથ્વી પર શયન, બ્રહ્મચર્ય શમ, દમ, આદિ સાધન સાધવામાં મહાન કલેશ ઉઠાવીને તમે આત્માનો નાશ શા માટે કરો છો ! હે વિવેકાશ્રમ ? વીણાના સુંદર સુંદર શબ્દ શ્રવણ કરીને, સ્ત્રીના મધુર શબ્દ શ્રવણ કરીને, પોતાના આત્માને સુખી કરો સુંદર સુંદર પલંગો ઉપર, મૃદુ શૈય્યા પાથરીને, તેના ઉપર દૂધના ફીણ જેવા ઓછાડ ઓછાડી, તેમાં શયન કરી, પોતાના આત્માને સુખી કરો. તથા સુવર્ણના રંગ સમાન સુંદર સ્ત્રીઓ સાથે શૈય્યામાં ક્રીડા કરી પોતાના આત્માને સુખી કરો. સુંદર નેત્રો વાળી સ્ત્રીના રૂપનું પાન કરી, આત્માને સુખી કરો. નાના રસવાળાં ભોજનો કરીને, આત્માને સુખી કરો; કસ્તુરી આદિ ગંધોવાળાં ચંદન લગાવી, પુષ્પોની માળા ગળામાં પહેરી, આત્માને સુખી કરો અને આવાં સુખોની પ્રાપ્તિ માટે સર્વદા પરમાત્મા આગળ પ્રાર્થના કરીને પ્રાપ્ત કરવામાં તત્પર રહો. આ પ્રમાણેનાં વચનો, ચિત્તવૃત્તિએ પોતાના નાનાભાઈ વિવેકાશ્રમ પ્રતિ જ્યારે કહ્યાં, ત્યારે વિવેકાશ્રમ મુનિ મનમાં હસીને બોલ્યા. આ અબળા છે; માટે આમ બોલે છે; એમ સમજીને કહેવા લાગ્યા.

વિવેકાશ્રમ ઉવાચ:—હે ! ચિત્તવૃત્તિ ! તમારી વિપરીત

બુદ્ધિ હોવાથી આ પ્રમાણેનું વિપરીત ભાષણ તમે કરેલું છે, પણ તેથી અમારી કંઇ પણ હાનિ થવાની નથી! હે ચિત્તવૃત્તિ અજ્ઞાન રૂપ જે અંધારૂં છે, તેને હજારો સૂર્યનો પ્રકાશ નાશ કરી શકતો નથી, તેમ તમારૂં ભાષણ, અમારા વિચારની હાનિ કરી શકતું નથી. અવિદ્યા અંદર નિમગ્ન થયેલાં જે પ્રાણી છે, તેને તમારૂં ભાષણ પ્રિય લાગે છે, સાકરની અંદર જે મધુરતા છે, તેનો વિષ્ટાની અંદર રહેલો કીડો અનુભવ કરી શકતો નથી; તેમ સંઘાતથી પર જે આત્મા છે તેને સૂર્ય ચંદ્રાદિ કોઇ પણ પ્રકાશ કરી શકતા નથી. જો બહેરો મનુષ્ય વાજીંત્રનો શબ્દ સાંભળી શકતો હોય, તો અવિવેકી પુરુષ પણ પરમાર્થનો અનુભવ કરી શકે, અવિદ્યાની અંદર નિમગ્ન ગુરુષોને તત્ત્વની મધુરતા, એટલે નિરતિશય બ્રહ્માનંદનો અનુભવ થતો નથી. કાચબીનું બચ્ચું જેમ માતાના સ્તન પાનનો અનુભવ કરી શકતું નથી, તેમ અવિદ્યાથી જેનાં ચિત્ત મલિન છે; તેમને તત્વ, એટલે બ્રહ્માનંદની ગંધ પણ મળતી નથી. જે જંગલના રહેવાવાળા ભીલ લોકો લસણની દુર્ગંધમાં મસ્ત રહે છે, તેમને કપુરની સુગંધીનો અનુભવ હોતો નથી; તેમ ત્રણ તાપોથી, તપી રહેલું જેમનું મન છે, તેમને પણ આત્માનંદ પ્રાપ્ત થતો નથી. જેમ સૂર્યના રથમાં જે ઘોડા જોડાયલા હોય તેને શીતનો સ્પર્શ કદાપિ થતો નથી. તેમ મલીન ચિત્તવાળા

પુરુષોને પણ આત્માનું ભાન થતું નથી. વાસ્તે હે ! બાલે ! વિષય પ્રેમને તજીને એકાંતમાં વસીને, મારાં વચનોને ધારણ કરો. હે ! ભદ્રે ! વિષયમાં આ સકિતવાળા પુરુષો આત્મસુખને પામી શકતા નથી. હે ચિત્તવૃત્તે ! ચૈતન્ય અને આનંદ સ્વરૂપ આત્માને અનુભવીને, તુચ્છ વિષયની જે આશા કરે, તે તો હાંસીને પાત્ર ગણાય, સર્વમાં વ્યાપક, પરમ પ્રેમનું સ્થાન, સત્યસ્વરૂપ એક રસ એટલે અપરિણામી આત્માને જાણો, અને વિષયની વાસનાનો પરિત્યાગ કરો, વિષય સુખ વ્યભિચારી છે એવો નિશ્ચય કરો. આત્માનંદ રૂપી સમુદ્રમાં જો, તમારો નિશ્ચય થાય તો પછી બીજા સુખની આશા તમે કરી શકોજ નહિ. જેમ, ક્ષીર સમુદ્રનું માછલુ ખારા જળની ઇચ્છા કેમ કરી શકે વારૂ ? જેનું મન ચિદાત્મારૂપી સુખ સાગરની અંદર નિમગ્ન થાય તો પછી તે બીજા સુખની ઇચ્છા કદિ પણ કરવાનું નહિ. માટે આત્મ સુખની જિજ્ઞાસા કરીને વિષય-સુખની આશાનો ત્યાગ કરીને પરમ સુખસ્વરૂપ પોતાના આત્માને સમજો. જેટલાં ઇન્દ્રિયજન્ય વિષયસુખ છે, તે બધાં સુખનો લેશ કહીએ તો પ્રતિબિંબ તેને અનુભવ કરાવવાવાળાં છે. આત્મા તો સુખ સ્વરૂપ છે જ્યાં જ્યાં વૃત્તિમાં વિષયસુખનું ભાન થાય અથવા એકાગ્ર વૃત્તિમાં ભજનાનંદનું ભાન થાય, તે બધાં સુખ તે સ્વરૂપ આત્માનાં પ્રતિબિંબ છે, અને અનિત્ય છે. પરિશ્રમે કરીને જન્ય

છે આભાસ માત્ર થાય છે. માટે લેશ માત્ર વિષય સુખને તજીને આત્મ સ્વરૂપ અખંડ સુખમાં પ્રવેશ કરો ! જ્યાંસુધી જન્મ સ્વરૂપ સુખને તું સંપાદન નહિ કરીશ ત્યાંસુધી તને નિરંકુશ તૃપ્તિ આવવાની નથી, એટલા માટે અવિનાશી સુ-ખની જો, તને આશા હોય તો દેહ ઉપાધીને ત્યાગીને આત્મોમાં નિવાસ કર અંતર મુખવૃત્તિ કરવાથી આત્મસુખનો અનુભવ થાય છે. તો પછી તું બહાર વિષયાકાર વૃત્તિ કરતાં લજ્જાને કેમ પ્રાપ્ત થતી નથી. સુખ અને પ્રકાશ રૂપ, જે ચૈતન્ય છે. તેને હસ્તમલકવત પ્રત્યક્ષ સમજ, અને જે વિષય સુખમાં પ્રીતિ છે. તે તારી ઉલટી રીતિ છે જે આત્માની કૃપાથી આભાસ માત્ર વિષય સુખરૂપ ભાસે છે તે આત્મસુખને ત્યાગીને હે ચિત્તવૃત્તિ, તું વિષયચોની ઇચ્છા કેમ કરે છે ? જેમ કોઇ અતિમિષ્ટ પદાર્થને ત્યાગીને ઘાસ ખાવાની ઇચ્છા કરે તેના જેવો બીજો પશુ કોણુ છે ? તે પ્રમાણે આત્મસુખ ત્યાગીને તું કનિષ્ટ અને દુ:ખથી મિશ્રીત વિષય સુખને કેમ ચાહે છે જેમ ઉંટ છે તે સુંદર કોમળ આમ્રવૃક્ષાદિ પત્રોને ત્યાગીને કંટકનું ભક્ષણુ કરે છે તેમ તું પણુ આત્માને ત્યાગી ને કંટક રૂપ વિષયભોગને ભોગવવાની ઇચ્છા કરે છે અહો મોટું કષ્ટ છે કે વિષયનું ચિંત્વન કરીને તું શ્વાનની પેઠે ઘર ઘર ભટકે છે. માટે આત્માનંદ પ્રાપ્ત કરીને નિરંતર આત્મામાંજ સ્થિત રહે જેમ ખળ મનુષ્ય પુરુષોના ગુણોને

ન ગ્રહણ કરતાં તેમના દોષજ ગ્રહણ કરે છે. તેમ તું પણ આત્મસુખને ત્યાગીને વિષય સુખને ગ્રહણ કરે છે. હે ભદ્રે હવે બહુ કહેવામાં શો સાર છે. વિષય સુખને તજીને વ્યાપક જે આત્મસુખ છે. તેની અંદર કૃપા કરીને સ્થિત થા હે ચિત્તવ્રતે! નિશ્ચય કરીને કહું છું કે વિષયોમાં સુખ નથી. અને નથી જ. વિષય તો પ્રાપ્તિ અને અપ્રાપ્તિ બન્ને તરફથી દુઃખ રૂપ જ છે. ભ્રમર, મૃગ, પતંગ માછલું અને હસ્તીએ જીવો એક, એક, વિષયમાં બંધાયમાન થઇ દુઃખી થાય છે તો પછી તું પાંચે વિષયની ઇચ્છા કરીને કેમ સુખી થઇશ? હે ચિત્તવ્રતે! હે અણુજાણુ! સમજતી કેમ નથી! જો શબ્દમાં સુખ હોય તો કોયલના શબ્દને બધા ચાહે છે અને કાગડાના શબ્દને ચાહતા નથી; તો શબ્દ તો બંને એક છે. બંને શબ્દમાં સુખ થવું જોઇએ, માટે શબ્દમાં સુખ નથી, શબ્દમાં સુખ છે, તે વ્યભિચારી છે, તેમજ વિષયી પુરુષ સ્પર્શમાં સુખ માને છે, તો સ્રીને જેમ ગળે લગાવે છે, તેમ બળતા કોયલાને કેમ ગળે લગાવતા નથી? સ્પર્શ ગુણ તો બંનેમાં સમાનજ છે. તેમ રૂપમાં જો સુખ હોય, તો પુરુષ સુંદર સ્રીને જોઈને પ્રસન્ન થાયછે, તેમ કાગડાને જોઇને કેમ પ્રસન્ન થતો નથી? રૂપ ગુણ તો બંનેમાં સમાનજ છે. તેમ રસમાં જો સુખ હોય તો પુરુષ રસાળ ફળ ખાઈ આનંદ માને છે, તેમ કડવી ઇંદ્રવારણીનાં ફળ ખાઇને

કેમ પ્રસન્ન થતો નથી ? રસ ગુણ તો બન્નેમાં સમાનજ છે. તેમ ગંધમાં જો સુખ હોય તો અગરબત્તીના ધુપથી પુરુષ પ્રસન્ન થાય છે. તે મુજબ ચીતાના ધુમાડાથી કેમ પ્રસન્ન થતો નથી ? ગંધ ગુણ તો બંનેમાં સમાનજ છે. એટલા માટે હે ચિતવૃત્તિ શબ્દાદિક વિષય અનુકૂળતામાં સુખદાયક ભાસે છે. તેજ શબ્દાદિક વિષય પ્રતિકૂળતામાં દુઃખરૂપ છે. માટે ભગવાને ગીતામાં પાંચમા અધ્યાયમાં કહેલું છે કે હે અર્જુન ! જે ઇંદ્રિયોવડે કરીને ઉત્પન્ન થવાવાળાં વિષય સુખ છે તેજ દુઃખનું કારણ છે. એવો વિચાર કરીને વિવેકી પુરુષો તેમાં રમણ કરતા નથી. જેમ ઘી, દૂધપાક ગરે જમવાથી સુખ આપે છે, તો અજીર્ણથી પાછાં દુઃખ આપે છે. એટલા માટે નિરતિશય એટલે એક રસ જે આત્મસુખ છે, તેને અંતઃકરણમાં ધારણ કરીને સ્થિર રહો. અને તે આત્મસુખ સંસારરૂપી રોગનું ઔષધ છે. વિષયોમાં સુખ છે જ નહિ. પણ જ્યારે વિષય અને વૃત્તિનો ઈંદ્રિય દ્વારા અંતર સંબંધ થાય છે, તે કાળે વૃત્તિ કિંચિત્ સ્થિર થઈ જાય છે, અને તેમાં આપણા આનંદ સ્વરુપ આત્માનું પ્રતિબિંબ પડે છે. એટલે પુરુષને એમ ભ્રાંતિ ભાસે છે કે આ વિષયમાં સુખ છે, એમ જાણીને તે વિષયને પેદા કરી ભોગવવા પ્રયત્ન કરે છે, પરંતુ શાસ્ત્ર ગુરુદ્વારા સમજવા વિવેકી પુરુષ તો આત્માનેજ સુખ રૂપ માની તેની પ્રાપ્તિમાં

પુરુષાર્થ કરે છે. વિષયમાં નહિ. આપ્રમાણે વિવેકાશ્રમ નામના સંન્યાસી ચિત્ત વૃત્તિને ઉપદેશ કરીને ચુપ ( તૃષ્ણી ) થઇ ગયા.

એ પ્રમાણે શ્રી મહાત્મા વિવેકાશ્રમ અને ચિત્તવૃત્તિના સંવાદમાં વિષયમાં દુષણ રૂપ પ્રથમ અધ્યાય સંપૂર્ણ.

**કલ્યાણ સ્વરૂપ શિવને અર્પણ હો.**



# અધ્યાય બીજો

---

શ્રી મહાદેવના ચરણ કમળમાં સહસ્ત્રવાર નમસ્કાર કરીને તથા શ્રી ગુરૂચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને આ બીજા અધ્યાયનું ગુજરાતી ભાષાંતર કરૂં છું. વૈરાગાદિ સાધન વિના મનુષ્ય જ્ઞાનનો અધિકારી થતો નથી. માટે પ્રથમ અધ્યાયમાં વિષયોમાં દોષ દેખાડી ત્યાગનો ઉપદેશ કર્યો હતો. તે વૈરાગ બે પ્રકારના છે (૧) પર વૈરાગ અને (૨) અપર વૈરાગ. તેમાં અપર વૈરાગ ચાર પ્રકારનો છે. ૧ યતમાન, ૨ વ્યતિરેક, ૩ એકેંદ્રિય અને ૪ વશિકાર સંજ્ઞા. **તેમાં યતમાન વૈરાગ તે કહેવાય કે** પુરુષને જન્માંતરના પૂણ્યથી એવી બુધ્ધિ ઉત્પન્ન થાય કે હું મૂર્ખની પેઠે શું બેસી રહ્યો છું ? મારે પરમાર્થ માટે પુરુષાર્થ કરવો જોઈએ. એમ વિચારી મલિન કર્મોને ત્યાગીને શુભ કર્મોમાં યત્ન કરવા લાગે અને શુભ કર્મ કરતો છતાં કથા શ્રવણ, મહાત્માઓનો સત્સંગ વગેરે શુભ પ્રવૃતિમાં તત્પર થાય તે યતમાન વૈરાગ કહેવાય. **બીજો વ્યતિરેક વૈરાગ તે કહેવાય કે** ૨. મનુષ્ય એવો વિચાર કરે કે મારા ચિત્તમાંથી

કેટલા દોષ નિવૃત્ત થાય, અને કેટલા દોષ બાકી છે. તે બાકી રહેલા દોષોની નિવૃત્તિમાં યત્ન કરવા તત્પર રહે તે વ્યતિરેક વૈરાગ કહેવાય. ત્રીજો એકેંદ્રિય વૈરાગ, એટલે ઇંદ્રિયો દ્વારા વિષયોનો ત્યાગ કરેલો હોય, છતાં મનમાં વિષયોની ઇચ્છા બાકી રહેલી હોય; તેને ત્યાગવામાં યત્ન કરે. તે પછી વશિકાર સંજ્ઞા વૈરાગ તે કહેવાય કે મનુષ્ય લોકથી બ્રહ્મલોક પર્યંતના ભોગો ભોગવવાની ઇચ્છા ન હોય કેવળ મોક્ષનીજ ઇચ્છા હોય. આ લોકના દેખેલા અને પરલોકના શાસ્ત્રથી સાંભળેલા ભોગમાં જે ત્યાગબુદ્ધિ થવી, તે વશિકાર સંજ્ઞા વૈરાગ્ય કહેવાય. આવો વશિકાર વૈરાગજ જ્ઞાનનો હેતુ છે. અને પ્રથમનો પર વેરાગ તો જ્ઞાન થયા પછી જીવન મુક્તિના સુખને આપવા વાળો છે. એ પ્રમાણે વૈરાગને પ્રાપ્ત થએલા અધિકારીને આ બીજા અધ્યાયમાં આત્મતત્વનો ઉપદેશ કરવામાં આવે છે.

એ પ્રમાણે મુનિનાં વચન સાંભળીને ચિત્તવૃત્તિને આત્મ તત્વની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. અને મુનિની પાસે બેસીને હાથ જોડી નમ્રતાથી પ્રણામ કરીને વિવેકાશ્રમ પ્રતિ ચિત્તવૃત્તિ બોલી.

ચિત્તવૃત્તિ ઉવાચ—હે મુનિ જે આત્માને તમે આનંદ સ્વરૂપ કહો છો, તે આત્મા મને બતાવો કે જે પા-

પોથી રહિત આત્મતત્વ છે, અને જેનો પંડિત લોક સદા વિચાર કરે છે, અને શ્રુતિનું પણ શાશન છે કે આત્મા જ જાણવાને યોગ્ય છે. પોતાની પ્રિયા, મૈત્રેયી પ્રતિ યાજ્ઞવલકય મુનિએ આત્માનો ઉપદેશ કરેલો છે. તેમાં કહેલું છે કે હે સ્રી આત્મા જ દેખવાને યોગ્ય છે, અને તેની પ્રાપ્તિને સારૂ અધિકારી શ્રવણુ, મનન, અને વિદિધ્યાસન કરતો રહે. તેથી આત્માનું ભાન થાય છે. એવો સત્ ચિત, આનંદ સ્વરૂપ આત્મા મને બતાવો કે જેથી સકળ વિષયોને ત્યાગીને હું આત્મ ચિંત્વન કરૂં. દેહાદિ સંઘાતથી ન્યારો જે આત્મા છે, તેનું સ્વરૂપ હજી હું જાણતો નથી. અને જ્યાં સુધી આત્મપનું મને ભાન નથી, ત્યાં સુધી વિષય સુખ સિવાય બીજુ શું સુખ છે કે જેને ગ્રહણુ કરીને હું વિષય સુખને ત્યાગું. મને તો શબ્દાદિ વિષય વિના બીજે ક્યાંઈ રાઇ માત્ર સુખ ભાસતું નથી તો પછી હે વિવેકાશ્રમ હું આત્માને સુખરૂપ કેવી રીતે માનું. તે કારણુથી મને બોધ થવા સારૂ મુજમાંથી સરખટ જેમ જુદો કરીએ છીએ તેમ શરીર ઇંદ્રિયરૂપી સંઘાતથી આ આત્મા મને જુદો કરીને બતાવો. આવાં ચિત્તવૃત્તિનાં વચન સાંભળીને વિવેકાશ્રમ મુનિ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે આ સ્રી અજ્ઞાની છે, અને વિપરીત સમજવાળી છે એ કારણુથી દેહાદિ સંઘાતને આત્મરૂપ કરીને જાણે છે. રંડા છે એટલે પતિ વિનાની છે,

અને પંડિતપણીના અભિમાન વાળી છે. તો પછી જ્ઞાની પુરુષ આ સ્રીને શી રીતે બોધ કરી શકે ? હીરો વિદારણ થઇ શકતો નથી, છતાં તેને પણ વિદારણ કરી શકે. કોઇ અગ્નિનું ભક્ષણ કરી શકે. ભુજાથી સમુદ્ર તરી શકે, તો પણ તે પુરુષ મૂર્ખને બોધ કરી શકે જ નહિ. જે વિપરીત બુદ્ધિવાળું મૂર્ખ પ્રાણી છે; તેને અમે જ્ઞાની શી રીતે કહી શકીએ. અને એવા મનુષ્યને કાંઇ જ્ઞાની બનાવવા કહે તો તે કહેનાર પુરુષ મૂર્ખનો સરદાર જ સમજવો. પિત્ત દોષથી જેની જીવ્હા હત થઇ હોય તેને ગોળનો સ્વાદ પિતદોષની નિવૃત્તિ વિના શી રીતે આવી શકે, તેમ વિષય પ્રગટ સમિપમાં જ હોય તો પણ વિપરીત બુદ્ધિ મનુષ્યા તેને જોઇ શકતો નથી. એ પ્રમાણે આ ચિત્તવૃત્તિ મહા મુઢ છે, અને ચૈતન્ય આત્માના બોધની અધિકારી નથી; તો પણ આને બોધ કર્યા સિવાય આ મઠમાં અમારો નિવાસ થઈ શકવાનો નથી. માટે આનો દેહાદિ સંઘાતમાં આત્મબુદ્ધિ રૂપી તર્કને ખંડન કરવાવાળું દ્રષ્ટાંત કહીને આજે આત્મ ઉપદેશ કરૂં કે જેથી કરીને આ મઠમાં રહેનાર યતિવરોને કલેશ થાય નહિ. આવો મનમાં વિચાર વિવેકાશ્રમ કરીને ચિત્તવૃત્તિને મૂળ અજ્ઞાને કરીને આચ્છાદિત આત્મા સમજીને ઉપદેશ કરવા લાગ્યા.

વિવેકાશ્રમ ઉવાચ–હે સોભને આ સંસાર નામનું

વન બહુ ગંભિર છે, અને તેમાં પોતાના આત્માના અજ્ઞાનથી અનેક જીવ ભટકતા ફરે છે. કોઈક બ્રહ્મચર્યાદિ સાધન સંપત્તિવાળો ધીર પુરૂષ આ સંસાર રૂપી વનમાંથી બહાર નીકળે છે. એ સંસાર રૂપી વનની અંદર સ્ત્રી રૂપી પિશાચનીઓ વિચરે છે. ભય દેવાવાળો કાળરૂપી અજગર ફરે છે. કામરૂપી ચોરોથી પણ મહાન ભય રહે છે. ક્રોધરૂપી વ્યાઘ્રની ગરજનાથી ભયભીત થયેલું છે. તૃષ્ણારૂપી કાગડીઓ અંદર ફરે છે. મદરૂપી હસ્તીઓથી વ્યાપ્ત છે. લોભરૂપી ધુતારા તેમાં ઠગનારા છે. મોહરૂપી પારધીઓ તેમાં જાળ નાંખીને ફરે છે. શોકરૂપી કંટકોથી ભરપુર છે. મત્સર રૂપી ઘુવડો અંદર શબ્દ કરી રહ્યા છે. લોકોમાં યશ મેળવવા વાળી જે કરણી છે તે આ વનમાં ખડકરૂપ. અપકીર્તિના શ્રવણ કરનારાં તમરાં બોલી રહ્યાં છે. આશારૂપી હસ્તીઓથી વ્યાકુળ કરવાવાળું છે આવું સંસાર રૂપી વન બુદ્ધિમાનોએ વર્ણન કરેલું છે. હે ભગિની આ સંસાર રૂપી વનમાં ભ્રમણ કરવાથી વેદાંત શાસ્ત્ર વિહિત જે રાજમાર્ગ, તેમાં તારૂં મન લાગતું નથી. પરંતુ તું મારી ભગિની છે. અને તને બોધ કર્યા વિના આ મઠમાં અમે રહી શકીએ તેમ નથી. માટે તને હું આત્મબોધ કરી તારા સંશયની નિવૃત્તિ કરૂં છું. હે ચિત્તવૃત્તે એક માટીનો ઘડો લાવો, અને તેને પાંચ છિદ્ર કરાવો અને એક માટીના કોડીઆમાં તેલ પુરી દીવેટ

મૂકી દીવો સળગાવો, અને જ્યાં ઘણું અંધારૂં હોય તે જગામાં દીવો મૂકીને ઘડો તે દીવા ઉપર ઉંધો મૂકો. અને ઘડાના એક છિદ્રની આગળ એક શબ્દ કરનાર વિણા મૂકો. અને બીજા છિદ્રની આગળ સુંદર પુષ્પ મૂકો. ત્રીજા છિદ્રની આગળ સારા સારા ખાવાવાળા રસ પદાર્થો મૂકો. ચોથા છિદ્ર આગળ સુંદર રૂપ વાળી વસ્તુઓ મૂકો. પાંચમા છિદ્રની આગળ પાંચ વસ્તુઓ જુદી જુદી મૂકો. આ પ્રમાણે વિવેકાશ્રમના કહેવા મુજબ ચિત્તવૃત્તિએ કર્યું. તેજોઇ યતિવર પ્રસન્ન થઇ બોલ્યા. વિવેકાશ્રમ ઉવાચ —હે કમળપત્ર સમાન નેત્ર વાળી ચિત્તવૃત્તે આ અંધારામાં તને શું ભાસે છે ? એમ પુછવાથી ચિત્તવૃત્તિ બોલી કે હે મુનિ આ ઘટની પાસે મને વિણાદિક પાંચ વસ્તુઓ ભાસે છે, બીજી વસ્તુઓ અહીં કોઈ છે નહિ, તો પછી બીજું શું ભાસે ? ત્યારે વિવેકાશ્રમ બોલ્યા કે હે ચિત્તવૃત્તિ આ વિણાદિક પાંચ વસ્તુ જે છે તે સ્વતેજ એટલે પોતાના પ્રકાશથી ભાન થાય છે. કિંવા ઘડાનાં છિદ્રો તેને પ્રકાશે છે એમ તું માને છે ? તે તું મને કહે. ચિત્તવૃત્તિ કહેવા લાગી કે હે મુની આ શાળા છે, તે આ વસ્તુને પ્રકાશ કરી શકતી નથી. તેમજ ઘડો તથા ઘડાનાં છિદ્રો પણ આ વસ્તુને પ્રકાશિત કરી શકતાં નથી. તથા કોડીયું, તેલ, અને દીવેટ પણ આ વસ્તુને પ્રકાશી શકતાં નથી. પરંતુ દિપકના તેજથી ઘટ પાસે પડેલી

વસ્તુઓ ભાસે છે, એમ મારૂં માનવું છે. આવું ચિત્તવૃત્તિનું કહેવું સાંભળીને વિવેકાશ્રમ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા.

વિવેકાશ્રમ ઉવાચ–હે ચિત્તવૃત્તિ–તું જે દિપક શબ્દ કહે છે. તે દિપક પદનો વાચ્ય અર્થ તું મૃતિકાનું પાત્ર જે ઘડો છે, તેને માને છે, કિંવા દિવેટને. દિપક પદનો અર્થ માને છે, કિંવા તેલને દિપક પદનો અર્થ માને છે, કિંવા કોડીઆને દિપક પદનો અર્થ માને છે, કે જે દિપક પદનો અર્થ તમે સમજ્યાં હો તે અમને કહી સમજાવો. આવું જ્યારે વિવેકાશ્રમે પૂછ્યું, ત્યારે ચિત્તવૃત્તિ હશીને કહેવા લાગી કે હે વિવેકાશ્રમ દિપક પદનો અર્થ ઘડો નહિ, ઘડાનાં છિદ્ર નહિ, કોડીયું નહિ, તેલ નહિ તથા દિવેટ પણ નહિ; પરંતુ દિવેટના ઉપર ચંપાની કળી સમાન જે પ્રકાશ ચમકી રહ્યો છે. તેજ દિપક શબ્દનો વાચ્ય અર્થ હું માનું છું. આ પ્રમાણે જ્યારે ચિત્તવૃત્તિએ કહ્યું, ત્યારે વિવેકાશ્રમ મુનિ મનમાં ચિત્તવૃત્તિની બુધ્ધિ વિવેકવાળી જોઇને સંતોષ પામ્યા અને તુષ્ણી થઇને અંતર્મુખવૃત્તિ કરી પોતાના આત્માનંદના અનુભવમાં કિંચિત્ સ્થિત થઇ ગયા. મુનિને પોતાના સ્વરૂપમાં પર્વતની પેઠે અચળ ચિત્ત વાળા જોઈને ચિત્તવૃત્તિ પોતાના મનમાં કહેવા લાગી કે અખિલ સ્વરૂપ જે આત્માતત્વ છે, તેને પુરુષ વિચાર વાળી બુદ્ધિથીજ જોઇ શકે છે. વિચાર વગરની બુધ્ધિથી તો

આંધળાની સમાન આત્માને કોઇ જોઇ શકતું નથી, અને જ્યારે આત્મ જ્ઞાન રૂપ વિચાર અંતઃકરણમાં પેદા થાય, ત્યારેજ ભવ બંધનની નિવૃત્તિ થાય છે. એવો વિચાર કરી પોતાની સમિપમાં આ પ્રમાણે યતિવરનું સ્વરૂપ જોઇને પૂર્વાપર એટલે દૃષ્ટાંત સિધ્ધાંત ઘટાવવાને ચિત્તવૃત્તિ વિચાર કરવા લાગી કે આ મુની મને આત્મબોધ કરવાને પ્રવૃત થયા છે, અને ઘટની જે ઉપમા આપી તે ઉપમેય આત્મામાં ઘટાવવાની છે. એમ સમજી વિચારવા લાગી કે આ શરીર તો ઘટની સમાન છે. ઘટનાં છિદ્ર ઈંદ્રિય સમાન છે, બિચુાદિક પાંચ પદાર્થ શબ્દાદિક પાંચ વિષયોની સમાન છે, હૃદય કોડીયા સમાન છે, અંતઃકરણ તેલની સમાન છે, બુધ્ધિ દિવેટની સમાન છે, અને સાભાસ બુધ્ધિપર આરૂઢ બુધ્ધિ ઉપહિત ચૈતન્ય તે દિપક સમાન છે. જેમ ઘટાદિક તમામ દૃષ્ટાંતમાં કહેલી વસ્તુઓ દિપક વડે પ્રકાશમાન થતી હતી, તેજ પ્રમાણે સાભાસ, બુધ્ધિ, હૃદય, શરીર, ઈંદ્રિયો, પ્રાણ; અને શબ્દાદિક વિષય રૂપી જે સઘળું સમષ્ટી, વ્યષ્ટી, જગત છે. તે સર્વ બુધ્ધિ આરૂઢ ચૈતન્યથીજ પ્રકાશિત થએલું છે. અને તેજ આત્મા છે. અને તેજ જાણવાને યોગ્ય શ્રુતિ કહે છે, અને તેનેજ આત્મા કુટસ્થ, બ્રહ્મ, સાક્ષી, દૃષ્ટા એવા નામથી જણાવે છે. અને તેજ આત્મા હું છું. એવો વિવેકી પુરૂષોનો નિશ્ચય હોય છે. એવો વિચાર કરીને મનમાં

ચિત્તવૃત્તિ કહેવા લાગી કે આ વખતે વિવેકાશ્રમ મુનિ આત્મ અનુસંધાનના બળવડે કરીને સમષ્ટિ, વ્યષ્ટિ, સ્થુલ, સૂક્ષ્મ, અને કારણ શરીરથી તથા વિશ્વ, તેજસ, પ્રાજ્ઞ, તથા વિરાટ હિરણ્ય ગર્ભ અને ઇશ્વર તે શરીરોના અભિમાની છે, તેનાથી ભિન્ન મુખ્ય જે તુર્ય આત્મા છે, તેમાં સ્થિત થઇ ગયા છે. અહો આતો કોઇ મહાન મુનિ છે. એમ સમજી મનમાં પ્રસન્નતા આવવાથી શ્રધ્ધાવાન થઈ આ મુનિને પ્રસન્ન કરવાની ઉત્કંઠાથી મુનિના ચરણોનો સ્પર્શ કર્યો. જ્યારે મુનિએ ચર્ણ સ્પર્શ થયેલો જાણ્યો ત્યારે મુનિ સમાધિમાંથી ઉત્થાન થઇને પ્રપુલ્લિત નેત્રવાળી ચિત્તવૃત્તિની ગેર વર્તણુંક જોઇ વિવેકાશ્રમ કહેવા લાગ્યા.

વિવેકાશ્રમ ઉવાચ—હે ચિત્તવૃત્તિ જે પરમહંસ શરીર છે, તેને આ સંસારમાં કોઇથી પણ સ્પર્શ કરી શકાય નહિ. તો પછી કામાદિકે મલિન વૃત્તિઓથી મલિન શરીર વાળી સ્રી તો કેમજ સ્પર્શ કરી શકે? જ્ઞાન સમાન આ ભવમાં બીજી કોઇ ચીજ પવિત્ર નથી, એમ અર્જુન પ્રતિ ભગવાને ગીતાના ચોથા અધ્યાયમાં કહેલું છે તે જ્ઞાનથી પવિત્ર થયેલા યતિવરો ગંગા અને ગોદાવરીની પેઠે પવિત્ર મલથી રહિત હોય છે. બીજા સ્પર્શ કરવા યોગ્ય સંસારમાં પદાર્થ છે તેની પેઠે યતિવર સ્પર્શ કરવાને યોગ્ય કેમ તું જાણે છે ? હે ! ચિત્ત-વૃત્તિ બે પ્રકારનું શૌચ શાસ્રમાં કહેલું છે. બહારથી સ્થુલ

શરીર મૃતિકાથી પવિત્ર કરાય છે. અને અંદર સૂક્ષ્મ શરીરમાં રાગ દ્વેશ આદિ જે મળ છે; તેનાથી રહિત કરેલું પવિત્ર ગણાય છે. તે બન્ને પ્રકારના શૌચથી શુદ્ધ થયેલું યતિનું શરીર છે. તેને બહાર અંતર મલિન તુ સ્ત્રી છે. તેણે મારા શરીરનો સ્પર્શ કેમ કર્યો? શાસ્ત્રમાં સંન્યાસીને કોઈ શરીરનો સ્પર્શ કરવાનો વિધિ નથી. ત્યારે ચિત્તવૃત્તિ બોલી. સાધન સંપત્તિવાળા મુમુક્ષુ પુરૂષો ગુરૂચરણનો સ્પર્શ કરે છે તેથી તમારા પૂર્વાપરના વાક્યમાં વિરોધ પડે છે. તે સાંભળીને વિવેકાશ્રમ કહેવા લાગ્યા કે પવિત્ર પુરૂષ શ્રદ્ધા ભક્તિથી ગુરૂ સેવનમાં જે તત્પર છે, તેના સમાન તમે નથી, કારણ કે તમારૂં શરીર તો સ્ત્રીનું છે. સ્ત્રી શરીર શ્વાન. ચંડળ સમાન વિષય વિકારથી દુષિત રહે છે. તે મારા શરીરને કેમ સ્પર્શ કરી શકે? માટે સ્ત્રી શરીરનો સ્પર્શ તો સર્વથા નિષેધ છે માટે તારી આ પ્રવૃત્તિ મૂઢ શ્રદ્ધાથીજ થયેલી છે. લોકોમાં કહેવત છે કે આંગળી પકડાવતાં પોંચો પકડી લીધો. તેવુંજ તેં કર્યું છે. તે તારૂ અનુચિત કર્મ તારી બુદ્ધિની મલિનતા જણાવે છે. પોતાના ધર્મમાં સ્થિત સન્યાસીનું શરીર બીજાને સ્પર્શ કરવા લાયક નથી, અને જે સન્યાસી પોતાના ધર્મથી પદચ્યુત થયો છે, તેવાનો સ્પર્શ તમે કરી શકો છો. અમારા શરીરને સ્પર્શ કરવાનો તમારો અધિકાર નથી. હે ચિત્તવૃત્તિ! જે સન્યાસી શરીરનું શૌચ

પ્રક્ષાલન કરતા નથી, આસન, વસ્ત્ર જેમનાં મલિન રહે છે દ્રવ્ય ઉપાર્જન કરવામાં જે પ્રીતિવાળા છે, જે મઠ બનાવીને સંગ્રહમાં પ્રીતિ વાળા છે, તે પાલખી આદિ વાહનો ઉપર ચઢીને ફરે છે, જે સ્ત્રીઓની સાથે ભાષણ કરવા વાળા છે અને શાસ્ત્ર વિચારને તજીને લૌકિક કથામાં રૂચી વાળા છે; જેમની ગ્રામ્ય હાસ્ય કરવામાં રૂચી છે, જે મારન, મોહન, ઉચ્ચાટન આદિ મંત્રોના સાધવા વાળા છે, જે લોકોના મનને પ્રસન્ન કરવાવાળા છે, જે સદા પ્રમાદી છે, જે બહીર મુખ વૃત્તિ વાળા છે, જે પરાયા દુષણોને દેખવા વાળા છે, જે કલહ કરવામાં તથા કરાવવામાં રાજી છે. એવા નિષિધ્ધ આચરણ વાળા યતિઓના ચરણનો સ્પર્શ કરવાને તમે આશા કરો. અને જે સદા આત્મચિંવનમાં મસ્ત છે. તેને સ્ત્રી શું સ્પર્શ કરી શકે તેમ છે? પણ હે ચિત્તવૃત્તે આમાં તમારો દોષ નથી, પણ મેં તમારી સાથે સંવાદ કર્યો, તેનુ આ ફળ છે. તે મને વિધાતાએ આપેલું છે. હે ચિત્તવૃત્તિ હવે આ પ્રસંગને જવાદો. અને મેં જે તમને આત્મવિચારનો ઉપદેશ આપ્યો તેમાં તમોએ શું નિશ્ચય કર્યો તે કહો. આ પ્રમાણે જ્યારે વિવેકાશ્રમે પુછ્યુ ત્યારે ચિત્તવૃત્તિએ મનમાં પશ્ચાતાપ કરીને પોતાનો અપરાધ સ્વિકાર્યો. અને પોતાનો ક્ષમા કરાવીને વિનયતા પૂર્વક પ્રશ્ન કરવા લાગી.

ચિત્તવૃત્તિ બોલી હે મુનિશ્રેષ્ઠ મહાત્માઓ પામરના કરેલા અપરાધથી ક્રોધ કરતા નથી. પરંતુ સમુદ્ર જેવા ગંભીર સ્વભાવ વાળા બની ક્ષમા ગુણ રાખે છે, મેં અતિ નિંદીત અવિનય ભર્યું આચરણ કરેલું છે. જેની ક્ષમા કરવા પ્રાર્થના કરૂં છું. તે મારી યાચના કૃપા કરી નિષ્ફળ ન કરશો. હું આપને આજ્ઞા કરતી નથી, પરંતુ ક્ષમા એ આપનો સહજ ધર્મ છે. જેથી ક્ષમાની આશા રાખું છુ. કાંઇ મારી બાહ્ય નમ્રતાથી આપને ક્ષમા આવે તેમ નથી " મેં આપના કરેલા ઉપદેશમાં શો નિશ્ચય કર્યો " તે સંબંધે કહું છું કે વિપરીત બુદ્ધિવાળી અને મૂર્ખ એવી મને આપ સિવાય બીજુ કોણ દયા લાવી આત્મ બોધ કરે. હવે મારો પ્રશ્ન એ છે કે આત્મ જ્યોતિ છે. તેમાં મને શ્રુતિ પ્રમાણ સાંભળવાની જીજ્ઞાસા થઈ છે, માટે દાસી જાણી મારા ઉપર દયા કરો. આવી રીતે ચિત્તવૃત્તિની નમ્રતા જોઇને વિવેકાશ્રમ સર્વ પ્રમાણોમાં તાજ રૂપ શ્રુતિ પ્રમાણ કહેવા લાગ્યા. વિવેકાશ્રમ બોલ્યા હે ચિત્તવૃત્તિ આત્માના જ્યોતિ સંબંધમાં બૃહદારણ્ય ઉપનિષદમાં જનક અને યાજ્ઞવલ્કય મુનિના સંવાદ રૂપ પ્રમાણ કહું છું તે સાંભળ એક વખતે સ્વભાવિક યાજ્ઞવલ્ક મુનિ જનક રાજાને ત્યાં પધાર્યા. જનક રાજાએ વિધિ સંયુક્ત પૂજન અર્ચન પ્રેમ ભાવથી કર્યું તેથી મુનિએ પ્રસન્ન થઇ વર માગવા કહ્યું. ત્યારે જનક રાજાએ ( કામવર માગ્યો

એટલે પ્રશ્નો પૂછવામાં અતિ પણ થઇ જાય, તો તે દોષ ક્ષમા કરવાનો વર ) કારણ કે બ્રાહ્મણોની સભામાં શાકલ્યના અતિ પ્રશ્નો થવાથી મુનિના ક્રોધથી તેનું મસ્તક કપાઇ નીચે પડયું હતું. જેથી ડરીને આસ પ્રશ્નોથી કંટાળી શ્રાપ ન આપવા હું આપની પાસે કામવર માગું છું. જનક રાજાએ પ્રશ્ન કર્યો કે–હે મુનિ આ પુરૂષ કઇ જ્યોતિ વડે કરીને પોતાનો વહેવાર સિદ્ધ કરે છે. આ પ્રશ્નના ઉત્તરમાં યાજ્ઞવલ્કય મુનિ બૃહદારણ્યકના છઠ્ઠા અધ્યાયમાં ત્રીજા બ્રાહ્મણની શ્રુતિઓ પ્રમાણ રૂપ છે. તે કહેવા લાગ્યા–હે જનક આ પુરૂષ સૂર્ય જ્યોતિથી પોતાનો વ્યવહાર સિદ્ધ કરે છે. સૂર્યના પ્રકાશ વડે કરીને આ પુરુષ ખેતી, વાણિજ્યાદિ વ્યવહાર સારૂ બહાર જાય છે, પાછો ઘેર આવે છે. જે જે કર્મ કરવાનાં હોય છે, તે બધાં દીવસમાં સૂર્યના પ્રકાશથીજ કરે છે. એમ સાંભળીને જનક રાજા કહેવા લાગ્યા કે જ્યારે સૂર્ય જ્યોતિ અસ્ત પામે છે ત્યારે પુરુષ કઇ જ્યોતિથી વ્યવહાર કરે છે. ત્યારે મુનિ બોલ્યા કે હે રાજન ! સૂર્યના અસ્ત થવાથી પુરુષ ચંદ્ર જ્યોતિથી, વ્યવહાર કરે છે. અને ચંદ્રના અસ્ત થવાથી પુરુષ અગ્નિ જ્યોતિથી વ્યવહાર કરે છે. અગ્નિ જ્યોતિના અભાવ કાળમાં, પુરુષ તારાથી, અને તારા અભાવમાં મહાન્ અંધકારમાં વાણીરૂપી જ્યોતિથી વ્યવહાર સિદ્ધ કરે છે.

કારણુ કે મહાંન અંધકારમાં પુરુષ શબ્દથી બીજાને કહે છે અમુક સ્થાનમાં આવીને આસન કરો. અમુક જગ્યામાં ખાડો છે, ત્યાંથી બચીને આવવું. આ પ્રમાણે સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને તારા એ ચાર જ્યોતિના અભાવમાં શબ્દ જ્યોતિ વ્યવહાર સાધક છે. જનક રાજા કહે છે કે હે મુનિ શબ્દના અભાવમાં કોણુ જ્યોતિ છે. ત્યારે મુનિ બોલ્યા કે શબ્દના અભાવમાં આત્મા જ્યોતિ છે. કારણુ કે આત્મા જ્યોતિ વિના જડ જ્યોતિ કાંઇપણુ વ્યવહારની સાધક નથી. હે ચિત્તવૃત્તે આ પ્રમાણે આત્મ જ્યોતિમાં શ્રુતિ પ્રમાણુ કહી. તે તું વિચારીને આત્મા જ્યોતિ સ્વરૂપજ છે. એમ નિશ્ચય કર. હવે હું તને આત્મ જ્યોતિમાં યુકિત કહું છું. તે તું એકાગ્ર ચિત્ત કરીને સાંભળ. જો આત્મ જ્યોતિને તું જાતી રૂપ માનતી હોય તો આત્મા તો જાતિ અને વ્યકિતથી રહિત છે, અને વેદાંત સિદ્ધાંતમાં અવિદ્યાનું કાર્ય હોવાથી જાતિ અનિત્ય પણુ માની છે. આત્મા તો અજ છે, અને અસંગ છે. જે વસ્તુ જન્મવાલી હોય, તેની જાતિ હોય છે. આત્મા અજન્મા છે. માટે જાતિથી રહિત છે. સૂર્યત્વ, ચંદ્રત્વ, ઉષ્ણુત્વ આદિ જાતીઓ જડ જ્યોતિમાં રહી શકે છે અને જડ જ્યોતિઓ સારી અનિત્ય માયાનું કાર્ય છે. ઉત્પત્તિ નાશવાન છે. એટલા માટે જે વસ્તુ સ્વયંપ્રકાશ રૂપ છે, અને બીજાને પ્રકાશવા વાળી છે. તેજ આત્મા છે એમ નિશ્ચય કર.

વેદાંત શાસ્ત્રનું શ્રવણ ભાગ્યવાન પુરુષને પ્રાપ્ત થાય છે, તેથી હે સૌભાગ્યે આત્માના જ્યોતિ સ્વરૂપમાં અન્ય શ્રુતિ પ્રમાણ કહું છું. બૃહદારણ્યમાં કહેલું છે કે " તે જ્યોતિઓની જ્યોતિ આત્માની ઉપાસના દેવતાઓ કરતા હતા. " વેદાંત શાસ્ત્રોનું શ્રવણ કરવાથી પુરુષ મહાનપણાને પામે છે. તેમાં કઇ શ્રુતિનું પ્રમાણ કહું છું. તેસાંભળો. તે આત્માને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર, તારા, અને વિજળી પણ પ્રકાશી શકતાં નથી. તો આ પ્રત્યક્ષ અગ્નિતો શેનો પ્રકાશે અને તે આત્માના ભાન પછી આ સર્વ ભાસે છે. જેમ મૃતિકાના ભાનથી ઘડો ભાસે છે, સુવર્ણના ભાનથીજ ભૂષણ ભાસે છે; તેવી રીતે આ પ્રપંચમાં સર્વ વસ્તુમાં કારણના જ્ઞાનથી કાર્યનું ભાન થાય છે. અને સર્વ વિવર્ત જગતનું અભિન્ન નિમિત ઉપાદાન કારણ અધિષ્ટાન આત્મા છે. માટે આત્માના ભાનથીજ સર્વનું ભાન થાય છે. એ શ્રુતિ સિદ્ધાંત છે. વળી બીજું શ્રુતિ કહે છે કે જે વડે કરીને સકલ જગત જણાય છે. તે સર્વ ત્રીપુટીઓના પ્રકાશકને કયા સાધનથી પુરૂષ જાણી શકે. એટલા માટે આત્મા સ્વયં પ્રકાશરૂપ છે એમ નિશ્ચય કરો. અને આત્માને સ્વયં પ્રકાશરૂપ ન માનીએ, તો જગતમાં અંધતાનો પ્રસંગ આવશે. જડ જગત તો પ્રથમ સ્વરૂપ જ્ઞાનથી રહિત અંધજ છે, અને આત્માને પ્રકાશરૂપ માન્યો નહિ, તો પછી જગતનું ભાન શી રીતે થશે. એટલા

માટેજ આત્મા જ્યોતિરૂપ, નિત્ય, અપરોક્ષ, સર્વને પ્રકાશવાવાળો સર્વનો સાક્ષી છે. એવો નિઃસંદેહ નિશ્ચય કરો. હે ચિત્તવૃત્તિ આ વિષયમાં હું તને એક ઇતિહાસ કહું છું તે સાંભળ. આ ભરતખંડની પવિત્ર ભુમીમાં જન્મીને પુરૂષ વિહિત કર્મને કરતો છતાં મુકિત પામે છે. એવા પવિત્ર ભરતખંડમાં દક્ષિણ દેશમાં ગોદાવરી નદી અને વંજરા નદીનો જ્યાં સંગમ થાય છે, ત્યાં નિવાસ કરી પુરુષ સુકૃત કરીને અંતઃકરણની શુદ્ધિ પૂર્વક જ્ઞાન દ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે એવું વ્યાસાદિક મુનિઓ કહે છે. આ સંગમ સર્વ તીર્થોમાં પવિત્ર છે. પ્રયાગાદિ તીર્થ પણ આ તીર્થના દર્શનની આશા રાખે છે. આવા પવિત્ર તીર્થમાં પોતાની સ્ત્રીની સાથે એક બ્રહ્મશર્મા નામનો બ્રાહ્મણ તપ કરતો હતો, અને મનમાં પોતાને ત્યાં પૂત્રની ઉત્પતિ થાય; તેવી કામનાથી તપ કરતો હતો. કાળાંતરે તપની પરિપકવ દશાથી ઇશ્વર કૃપાથી તેના ઘરમાં એક આંધળો પુત્ર ઉત્પન્ન થયો. અપુત્રવાળાં દંપતી આને પણ શ્રેષ્ઠ માની લાલન પાલનથી તેને ઉછેરવા લાગ્યાં, અને મનમાં મહાન હર્ષ પામતાં યોગ્ય અવસ્થાએ પુત્રના સંસ્કાર કરી યજ્ઞોપવિત આપ્યું. અને તે પુત્ર પિતાના તપબળથી પ્રાપ્ત થએલો હોવાથી સર્વ વિદ્યા ભણીને કુશળ થયો. બ્રાહ્મણના ખટકર્મમાં તત્પર રહેવા લાગ્યો. અંતર જ્યોતિ સ્વરૂપ

આત્માને શાસ્ત્ર અને મુનિઓના સમાગમથી જાણી ગયો, અને એકાંત નિવાસ કરી જીવન ગાળવા લાગ્યો. કોઇ વખત તે પુત્રના પિતા બ્રહ્મશર્મા તેની પાસે આવ્યા. તેમને શબ્દથી ઓળખીને સનમાન પૂર્વક આસન આપી વિનંતીથી પિતા આગળ પ્રશ્ન કર્યો કે હે પિતાજી હું અંધ થયો છું. તેનું શું કારણ છે. તે મને શાસ્ત્ર રીતિથી બતાવવા કૃપા કરો. આવો પ્રશ્ન સાંભળીને શાસ્ત્રવિત્ત અને તપસ્વી બ્રહ્મશર્મા કહેવા લાગ્યા કે હે પુત્ર. શાસ્ત્રમાં લખેલું છે કે જે પુરૂષે રત્નની ચોરી કરેલી હોય તેને અંધના પ્રાપ્ત થાય છે. ત્યારે પુત્ર કહેવા લાગ્યો કે હે પિતા વર્તમાન જન્મમાં મેં શું પાપ કરેલું છે કે તેનાથી હું આંધળો થએલો છું ત્યારે પિતા કહેવા લાગ્યા કે હે પુત્ર વર્તમાન જન્મમાં તારૂં એવું કોઈ પાપકર્મ છે નહિ તો પછી હું શું બતાવું. ત્યારે પુત્ર કહેવા લાગ્યો કે સાંભળો પિતાજી જેવું કારણ હોય તેવું. કાર્ય ઉત્પન્ન થાય છે. જેમ શ્વેત તંતુઓથી શ્વેત વસ્ત્ર ઉત્પન્ન થાય છે, તેમ તેમ અંધ પિતાથી હું અંધ પુત્ર ઉત્પન્ન થયો છું. આપ કહેશો કે હું અંધ શી રીતે ? તો આપ સાંભળો. હે તાત. આ ગોદાવરી અને વંજરા નદીનો જે સંગમ છે. તે મનુષ્યને સેવન કરવાથી તત્વજ્ઞાન રૂપ ફળને આપવાવાળો છે. તે સંગમ ઉપર નિવાસ કરીને આપે તપ કરીને પુત્રને ફળરૂપ અંગીકાર કર્યો. કોઈ માણસ

બ્રહ્માસ્ત્ર સંપાદન કરીને મચ્છરને મારે તો તે હાંશીને પાત્ર છે. તેમ તમે મુક્તિદાતા તીર્થ સેવીને, વિવેકી પુરુષોને ત્યાગ કરવા યોગ્ય જે પુત્રાદિ વસ્તુ, તેને પ્રાપ્ત કરી માટે શાસ્ત્ર રહુસ્યને ન સમજતા હોવાથી આપ અંધ છો. એમ મારૂં માનવું છે. અહો મોટું આશ્ચર્ય છે કે સ્નાન, અગ્નિ હોત્રાદિ જે શ્રેષ્ઠ કર્મ છે તેજ તમે પુત્ર ઇચ્છાએ કરીને કર્યાં. શ્વાન, શુકરાદિ જે છે, તે પુત્રાદિકને માટે તપ તથા પુત્રેષ્ટિ આદિ કર્યાં કરે છે. ઇશ્વરી નિયમ છે કે પુરૂષ કામવિકારવાળો થઈ સ્ત્રી સમાગમ કરે છે. તેમાંથી પુત્ર અથવા પુત્રી જરૂર ઉત્પન્ન થાય છે. તેમાં તમારે તપ કરવાની શી જરૂર હતી. તથા સંયમાદિ કર્મ બુદ્ધિમાન પુરુષ મોક્ષને માટેજ કરે છે. કે જેનાથી અંતઃકરણની શુધ્ધિ પ્રાપ્ત થાય છે. પશુ પક્ષીથી વિલક્ષણ મનુષ્ય શરીર પામીને તમે આત્મજ્યોતિ ઓળખી નહિ. તેટલા માટે તમે અંધ છો. અને હે તાત–વિચાર દૃષ્ટિએ જોતાં હું આંધળો નથી. તમે મને સર્વનો દૃષ્ટા જાણો. નેત્ર અને સૂર્યાદિક જે બારે પ્રકાશવાળાં દેખાય છે. તે સર્વ આત્મપ્રકાશથી પ્રકાશ થવાવાળા રૂપાદિક પદાર્થોના પ્રકાશ કરવામાં સહાયકારી છે. જેમ અંધારામાં પડેલી વસ્તુને દિપક પ્રકાશે છે, પણ તેલ, કોડીયું, બત્તી દિપકમાં સહાયકારી છે. તેવાંજ સૂર્યાદિક પણ સહાયકારી છે. આત્મપ્રકાશ વિના સૂર્યાદિક કાંઈ

કરી શકતાં નથી. જેમ દિવા વિના તેલ, બતી આદિ કોઇને પ્રકાશ કરી શકતાં નથી. તેમ સામાન્ય ચૈતન્યરૂપ આત્મા કોઇનો પ્રકાશક નથી. કારણુ કે તે નિરૂપાધિક છે, અને તે સામાન્ય, વૃત્તિ ઉપાધીથી વૃત્તિ ઉપહિત રૂપથી જ્યારે વૃત્તિમાં પ્રતિબિંબિત થાય છે, ત્યારે વૃત્તિ અને વૃત્તિના વિષયોને પ્રકાશે છે. જેમ સામાન્ય અગ્નિમાં ઉષ્ણુતા, દાહુકતા પ્રકાશકતા પ્રતિત થતી નથી, પણુ .તેજ સામાન્ય અગ્નિ કાષ્ડ ઘર્ષણુથી વિશેષ રૂપને પ્રાપ્ત થઇને સર્વનો પ્રકાશક, દાહુક અને ઉષ્ણુતાવાળો ભાન થાય છે. તેમજ આત્માની સત્તાથીજ સૂર્યાદિક ભાસે છે. અને સૂર્યાદિક કદાપિ સ્વતઃ સત્તાવાળાં હોય તો મને, દૃશ્ય રૂપે કદી ભાન થાયજ નહિ. અધિષ્ઠાનથી જે જુદું હોય. તેનું ભાન શી રીતે થાય. તેથી સંપૂર્ણુ જે દૃશ્ય વસ્તુ છે. તે સર્વ ચૈતન્ય જ્યોતિ વડે ભાસે છે. સર્વ કલ્પિત વસ્તુ દૃષ્ડાનું સ્વરૂપજ છે. વિચારથી દૃષ્ટાથી જુદી કરીએ તો તેનું ભાન થવું અશકય છે. એવી આત્મજ્યોતિ જેને ભાસતી હોય તેને હે પિતા કેવી રીતે આંધળો કહેવાય. એ તો સર્વનો દૃષ્ડા છે. શ્રુતિ પણુ કહે છે કે તે સર્વનો દૃષ્ટા છે. એટલે હે પિતાજી ઈશ્વર કૃપાથી જે અંધતા મને પ્રાપ્ત થઈ છે તેનું મૂલ્ય થઇ શકતું નથી. નેત્રની અંધતાથી મારો કર્મમાં અધિકાર નથી, અને મને બહારના જુદા જુદા પદાર્થનું ભાન થતું નથી.

પરંતુ બહારના તમામ પદાર્થ મને માયા રૂપ ભાસે છે. જાયા, સુત વિત્તાદિ પદાર્થમાં મેં તુચ્છ બુધ્ધિ કરીને નિરજન દેશમાં નિવાસ કરીને નિત્ય પ્રાપ્ત, નિર્મળ આત્મ જ્યોતિ મેં પ્રાપ્ત કરી છે. મારા સ્વરૂપમાં રાત્રી દિવસ નથી. સાક્ષાત્ વ્યાપક રૂપ આત્મા ભાસે છે. જેને સંસારી લોક રામ કહે છે તે હુંજ છું. મને સંસારના પદાર્થોથી કંઈપણ પ્રયોજન સિધ્ધ કરવાનું ભાસતું નથી. આભાસ માત્ર દેખાય છે. મારા આત્માના દર્શનમાં સૂર્ય, ચંદ્ર, આદિ, પ્રકાશ યોગ્ય નથી. પરાયા પુરૂષે કહેલો શબ્દ પણ મારા સ્વરૂપને પ્રગટ કરી બતાવી શકતો નથી. જ્યાં ચદ્રાદિકનો અભાવ છે, ત્યાં એક આત્મજ્યોતિ પ્રકાશી રહી છે. હે પિતા એવી આત્મજ્યોતિનું નિરંતર ચિંતવન કરો. હે તાત વિષય રૂપી તેલથી રહિત તમારી મન રૂપી બત્તી જ્યારે શાંત થશે, ત્યારે આત્માનું ભાન થશે. તેથી હે પિતા તમે વિષયોમાં આસકિતનો ત્યાગ કરશો તો નિર્વાણપદની પ્રાપ્તી થશે. હે પિતા અહંબ્રહ્મ એ પ્રકારનું જે અભેદ ઉપાસના રૂપી સ્પુરણ છે, તે અહંતા, મમતા અને અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય જે જગત છે; તેને જ્ઞાન રૂપી અગ્નિથી ભસ્મ કરનાર છે. અહો મોટું કષ્ટ છે કે અમૃતના સમુદ્ર જેવું જે જ્ઞાન છે, તેનું સેવન તમે કેમ કરતા નથી. તૃષાતુર મનુષ્ય ગંગા કીનારે નિવાસ કરીને જેમ જળ વાસ્તે કુવો ખોદે, તેમ આત્મ સુખને તજીને

તમે દુઃખદાયી વિષયને કેમ ગ્રહણ કરો છો. શીત જ્વરવાન પુરુષ જેમ ખાંડનો શરબત કરીને પીએ, તો તે દુઃખી થાય છે. તેમ હે તાત વિષય સુખ, દુઃખદાયી છે. તેને તજી આત્મા રૂપી પરમેશ્વરનુ ભજન કરો, તો કાષાયની પરિપકવતાથી આત્મજ્ઞાન થશે. ક્ષણિક વિષય સુખનું રાત દીન કેમ ચિંતવન કરો છો. અમૃત પીને તૃપ્ત થએલો પુરુષ કાંજીનું પાન કદી કરેજ નહિ. તેમ તમે આત્મ ચિંતન ત્યાગીને વિષયનું ચિંતવ શા માટે કરો છો. વસિષ્ટ ભગવાને કહેલું છે કે જેટલી જેટલી બહાર ચેષ્ઠા સંસારમાં ચીત કરે છે, તે સર્વ કલેશનુ કારણ છે. હજારો યત્ન કરે પણ ચિત્તની શાન્તિ વિના કલ્યાણ થતું નથી. માટે ચિતની શાંત્તિ સારૂ અતિશય પુરૂષાર્થ કરો. વાસનાઓથી યુકત તમારૂં મન બહારના શબ્દાદિક વિષયને ચાહે છે. તમારી અંદર અવિનાશી, જ્યોતિ સ્વરૂપ આત્મા પ્રકાશી રહેલો છે. તેની ઉપેક્ષા કરીને બહાર સૂર્યાદિકની ઇચ્છા કરો છો. હે તાત આપના મનમાં એવી શંકા આવશે કે આ બાળક પંડિતની સમાન મને ઉપદેશ કેમ કરી રહ્યા છે. તો હે પિતા સાંભળો. બાળક અને વૃદ્ધ એ નામ તો દેહનાં છે. દેહીનાં નથી. દેહી તો બાળક, યુવા, વૃદ્ધ આદિ અવસ્થાથી રહિત છે, અછેદ્ય છે, ધર્માધર્મથી રહિત છે. અને બાલવૃદ્ધાદિ અવસ્થાઓ મનની કલ્પેલી છે. મન પરિણામ સ્વરૂપ અચેતન છે, તથા ચૈત-

ન્યનું ભાસ્ય છે. ચેતન સ્વરૂપ નથી. બ્રહ્માદિક સર્વ ભૂત પ્રાણીમાં ચેતન સ્વરૂપ એક છે. ઉંચપણું, નીચપણું તો ગુણોમાં છે અને ભ્રાંતિથી ચેતનમાં ભાન થાય છે. જેમ ઘટની ક્રિયા ઘટાકાશમાં ભાન થાય છે, તેમ દેહાદિ સંઘાતની સર્વ ક્રિયા ભ્રાંતિથી આત્મામાં ભાન થાય છે, માટે ચિત્ત શુદ્ધ કરીને આત્માનો દેહાદિકથી વિવેક કરો. સાક્ષી રૂપ આત્મા શોક, મોહ, જરા, મૃત્યુ આદિ ધર્મોથી અલિપ્ત છે. શોક, મોહ, મનના ધર્મ છે. જન્મ મરણ શરીરના ધર્મ છે. ક્ષુધા પીપાસા પ્રાણના ધર્મ છે. આત્મા તો ષટ ઉર્મીઓ રહિત શુદ્ધ છે. છતાં હે પિતા જેમ પરાયુ ધન હરણ કરવાથી ચોર લોક દુઃખી થાય છે, તેમ પરધર્મ જે સંઘાતધર્મને પોતાના સ્વરૂપમાં માનવાથી પુરુષ દુઃખી થાય છે. જે અવિનાશી આત્મા સંપૂર્ણ સમષ્ઠિ, વ્યષ્ઠિ શરીરોનો અને સૂર્ય ચંદ્રાદિક પ્રકાશક છે. તે મહાન્ નેત્રરૂપ છે. શ્રુતિએ તેને પ્રજ્ઞાન નેત્ર કહેલો છે. માટે પૂર્વના પાપોથી મને અંધપુત્ર પ્રાપ્ત થયો એ ભ્રાન્તિરૂપ સમજણને દૂર કરી દ્યો, અને નિર્મલ ચેતન સ્વરૂપ નેત્રને ધારણ કરો. હે તાત ! ચિદાત્માજ મુખ્ય નેત્ર છે, અને સકલ વસ્તુને તેજ પ્રકાશે છે. ચિત્તના તાદાત્મ્ય અધ્યાસથી મલીન ભાસે છે. માટે હે તાત ચિત્તને શુદ્ધ કરીને નિઃસંકલ્પ થાઓ. આવી પુત્રની

સુખદાયી વાણી સાંભળીને તેનો પિતા બ્રહ્મશર્મા કહેવા લાગ્યો કે હે પુત્ર આ શરીર ઇંદ્રિયો પ્રાણાદિ સંઘાતમાં આત્મા કોણ છે, તે તું મને બતાવ. આવો પિતાનો પ્રશ્ન સાંભળીને મહાત્મા વિવેકાશ્રમ કહે છે કે હે ચિતવૃત્તિ! પરમજ્ઞાની પુત્ર પિતાને કહેવા લાગ્યો. હે પિતા! જેના વડે કરીને આ પુરુષ સંપૂર્ણરૂપોને જુએ છે, શબ્દને સાંભળે છે, સ્પર્શનો અનુભવ કરે છે, રસોને ચાખે છે તથા ગંધોને સુંઘે છે તે અંતઃકરણ ઉપહિત ચૈતન સ્વરૂપ આત્મા છે. આત્મામાં જરા, મૃત્યુ, શોક આદિ સંપૂર્ણ સંઘાતના ધર્મ નથી. તે તો કેવળ ચૈયન્ય સ્વરૂપ છે, સર્વદા દ્રષ્ઠા છે, હે પિતા મેં આ પ્રમાણે શ્રુતિ યુક્ત આત્મ સ્વરૂપ આપને જણાવ્યું. તેને ધારણ કરો અને બંધનનું નિવારણ કરો. વિવેકાશ્રમ કહે હે ચિત્તવૃત્તિ આવો પુત્રનો ઉપદેશ શ્રવણ કરી પિતા મુક્ત થયો. તે પ્રમાણે તું પણ વિષયમાં આસક્તિ ત્યાગીને ચિત્ત એકાગ્ર કરીને આત્માની જ્યોતિસ્વરૂપનો અનુભવ કર, અને સકલ ક્લેશની નિવૃત્તિ કર. આ પ્રમાણે આત્માની જ્યોતીસ્વરૂપનો ઉપદેશ કરી યતિવર કથનથી ઉપરામ થયા. ઇતિ મહાત્મા વિવેકાશ્રમ અને ચિત્તવૃત્તિના સંવાદમાં આત્માનું જ્યોતિ સ્વરૂપ વર્ણન એ નામનો બીજો અધ્યાય સંપૂર્ણ ૐ શાન્તિ શાન્તિ શાન્તિ શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ.

# અધ્યાય ત્રીજો

“ ૐ નમઃ શિવાય ” એ પ્રમ,ણે બીજા અધ્યાયમાં આત્માની ચૈતન રૂપતા શ્રુતિ અને યુકિતથી સિધ્ધ કરીને આ ત્રિજા અધ્યાયમાં આત્માની આનંદ સ્વરૂપતાનો વીચાર શ્રુતિ અને યુકિત પ્રમાણોથી કરવામાં આવે છે. વિવેકાશ્રમ યોગીએ પાછલા અધ્યાયમાં આત્માની ચેતન રૂપતાનો ઉપદેશ કરેલો છે. તેનો નિશ્ચય કરીને પુનઃ અતિ દીનતા પૂર્વક ચિત્તવૃત્તિ બોલી, હે ભ્રાતા શ્રુતિ અને યુક્તિ પ્રમાણો વડે કરીને આત્માની ચૈતન્ય સ્વરૂપતાનો તમે ઉપદેશ કર્યો. તેનો મને નિશ્ચય થયો. પરંતુ આત્માની આનંદ સ્વરૂપતામાં તમે મને કંઇ પણ સંભળાવ્યું નથી. કારણ કે પ્રમાણ વિના પ્રમેય વસ્તુની સિધ્ધિ થતી નથી. એવું સર્વ શાસ્ત્રકારોનું માનવું છે. તેથી શ્રુતિ અને યુકિત વડે કરીને મને આત્માની આનંદ સ્વરૂપતાનો ઉપદેશ કરો. આ પ્રમાણે ચિત્તવૃત્તિનો પ્રશ્ન સાંભળીને વિવેકાશ્રમ મુનિ હર્ષને પ્રાપ્ત થયા. અને ભ્રાન્તિને નાશ કરવાવાળા પરમ જ્ઞાન સ્વરૂપ વચન ઉચ્ચારવા લાગ્યા કે હે દુર્બળ સ્વરૂપવાળી ચિત્તવૃત્તિ તને કર્મોના ફળની વાસના અંદર લાગેલી છે. તેથી તું

આત્માની પ્રાપ્તિના સાધનોમાં અનુરાગી થઈ શકતી નથી. તારૂં ચિત્ત વિષયોની ઈચ્છાએ કરીને બહુ મલિન થઇ ગએલુ છે. તો પછી અતિ ઉત્તમ આત્માના આનંદ સ્વરૂપનો પ્રશ્ન કરવાનો તારો અધિકાર નથી. વિષયજન્ય જે ક્ષણિક સુખ છે. તેનાથી તારૂં મન આચ્છાદિત થયેલું છે. તેથી મહાન્ વિરક્ત સંન્યાસીઓએ કરીને ઈચ્છવા લાયક જે આત્મસુખ, તેને તું કેવી રીતે જાણી શકીશ. મનુષ્યનું જે અંતઃકરણ છે તે આંબાના ફળ જેવું છે. જેમ કાચું આંબાનું ફળ રોગો ઉત્પન્ન કરે છે, અને પાકુ ફળ પુષ્ટિ આપે છે. તેમ અશુધ્ધ ચિત્ત જન્મમરણ સંસારનું કારણ છે. અને ચિત્ત જ્ઞાન દ્વારા મોક્ષનું સાધન છે. તેથી વિષય વાસનાવાળું તારૂં અંતઃકરણ છે તે ઈષ્ટતમ વસ્તુને કેવી રીતે જાણી શકે. અધિકારી પુરૂષોને ઈષ્ટ વસ્તુ વૈરાગ્ય છે; ઇષ્ટતર આત્મજ્ઞાન છે, અને ઈષ્ટતમ સ્વરૂપ સુખ છે. જેની જીવ્હા પીત્તદોષ વડે કરીને હત થએલી છે, તે પુરુષ ગોળની મધુરતાનો સ્વાદ કેવી રીતે લઈ શકે. તથા જે માણસના નેત્રમાં કમળો થએલો હોય, તેને બધું પીળું દેખાય છે. તેને ધોળી વસ્તુનું ભાન થતું નથી. તેજ પ્રમાણે હે કૃષાંગિ વિષયાનંદના જ્ઞાન વડે કરીને તારૂં ચિત્ત દુષીત થયેલું છે. તેમાં આત્મનંદનું ભાન કેવી રીતે થાય. લેશ માત્ર વિષયોના સુખમાં લંપટ

થએલા કુતરાંના જેવું જેનું ચિત્ત છે, તે આત્મ સુખના સમુદ્રનો અનુભવ કેવી રીતે કરી શકે. જેમ પૃથ્વીના નીચે દટાએલી સૂવર્ણની ખાણ છે. તે ખાણનું જેને જ્ઞાન નથી. અને તે ખાણની ઉપર તે નિરંતર વસતો હોય, તો પણ ખાણના જ્ઞાન વિના તે માણસને સૂવર્ણની પ્રાપ્તિ થતી તેમ આ તમામ જીવો દીન પ્રતિદીન સુષુપ્તિ અવસ્થામાં અજ્ઞાને કરીને ઢંકાએલા બ્રહ્માનંદને પ્રાપ્ત થાય છે. પરંતુ મૂળ અજ્ઞાન વડે કરીને આચ્છાદિત હોવાથી પોતાના પ્રત્યેક આત્મારૂપે બ્રહ્માનંદનું ભાન થતું નથી. તેથી સુષુપ્તિમાંથી ઉત્થાન થઈને આ સંપૂર્ણ જીવો દુઃખનો અનુભવ કરે છે. પણ મોહરૂપી જે અજ્ઞાન છે તેનાથી ઉત્પન્ન થએલા વિષય રૂપ મેઘથી. પ્રત્યેક આત્મરૂપ ચંદ્ર ઢંકાઈ ગયેલો છે. અને આપણા અંતઃકરણમાં સાક્ષી રૂપે કરીને સ્થિત છતાં પણ ચિત્તની મલિનતા વડે કરીને પ્રત્યક્ષ ભાન થતું નથી. જેને ત્રિલોકીનું રાજ્ય મળેલું હોય તે પુરુષ કદી પણ ભિક્ષા વૃત્તિને ચ્હાતો નથી. તેજ પ્રમાણે જેને પરમાનંદની પ્રાપ્તિ થએલી હોય. તે તુચ્છ અને દુઃખદાયી વિષયાનંદને ચ્હાતો નથી. એવો જે પરમાનંદ છે. તેને હે ચિત્તવૃત્તિ તું કેમ પ્રાપ્ત કરીશ? વિષય જન્ય સુખોમાં તારી જે પ્રીતિ છે. તેનો ત્યાગ કરીને પ્રત્યક આત્માના ચિંતનમાં વૃત્તિનો પ્રવાહ

તું ચલાવે તો તે વૃત્તિ પરમાનંદને પ્રાપ્ત કરી શકે. જેમ ઉર્વશી આદિ અપ્સરાઓને ભોગવવાનું જે સુખ છે તે સ્વર્ગનું શ્રવણુ માત્ર કરવાવાળાને પ્રાપ્ત થતું નથી. પરંતુ જ્યોતિષ્ઠોમ, અશ્વમેધ, પંચાગ્નિ વિદ્યા અને અગ્નિ હોત્રાદિ સાધનોએ કરીને જે સ્વર્ગને પ્રાપ્ત કરે તેને તે સુખનો અનુભવ થાય છે. તે પ્રમાણે તારૂં ચિત્ત જ્યારે શુદ્ધ થઈને ચિદાત્મપરાયણુ થશે ત્યારેજ આત્માનંદનો અનુભવ કરશે. તુ મલિન ચિત્તવાળી હોવાથી આત્માના આનંદ સ્વરૂપમાં શ્રુતિ અને યુકિતથી તારા આગળ કથન કરવું, તે વકતાને પરિશ્રમ માત્રજ છે. યદ્યપિ તું સંસારમાં આસકત ચિત્ત વાળી હોવાથી ઉપદેશને યોગ્ય નથી, તો પણુ તું મારી મોટી બેન છે. સાસ્ત્રમાં નિષ્ઠાવાળી હું તને ઉપદેશને યોગ્ય માનું છું, અને આત્માનંદમાં શ્રુતિ અને યુકિત પ્રમાણુ કરીને તારા સંશયને નિવ્રત્ત કરીશ. તૈતરિય શ્રુતિ કહે છે કે તે ભ્રગુઋષિએ મન અને ઇંદ્રિઓની એકાગ્રતા રૂપ તપને તપીને આનંદ સ્વરૂપ બ્રહ્મને પોતાના આત્મ સ્વરૂપે જાણ્યાં. બીજુ શ્રુતિ બ્રહ્મને વિજ્ઞાન સ્વરૂપ અને આનંદ સ્વરૂપ છે એમ કહે છે. હવે હું તને આ આત્માના આનંદ સ્વરૂપમાં યુકિત કહું છું. તૈતરિય ઉપનિષદમાં મનુષ્ય લોકના આનંદથી તે બ્રહ્મ લોક સુધીના આનંદનો વિચાર કરીને બ્રહ્માનંદની સિધ્ધિ કરેલી છે. તે શ્રુતિ અર્થ એકાગ્ર

ચિત્ત વડે શ્રવણ કરે છે. હે ચિત્તવૃત્તિ જે યૌવન અવસ્થાવાળો હોય, સતમાગ્રચારી હોય, અતિ કાંન્તીવાળોય હોય, વેદને ભણેલો હોય, રોગ રહીત હોય, અતિ બળવાળો હોય, ધનવડે સંપૂર્ણ પૃથ્વિનો પતિ હોય, એવો જે કોઇ ચક્રવર્તી રાજા હોય, તે સંપૂર્ણ મનુષ્યલોકના સુખને ભોગવે છે. પરંતુ તે ચક્રવર્તી રાજાએ મનુષ્ય લોકના સુખને પરીશ્રમથી પેદા કરેલું હોવાથી દુઃખ વડે મિશ્રિત છે. તથા નાશ થવાના ભય વાળું છે, અને આ મનુષ્ય લોકના સુખોને ભોગવતા છતાં પણ મનુષ્યના સુખથી સો ગણું અધિક જે ગંધર્વ લોકને પ્રાપ્ત થયેલા છે. તેમને ચક્રવૃત્તિ રાજાથી સો ગણું અધીક સુખ પ્રાપ્ત થાય છે. અને જાતિનો ગંધર્વ છે. તેમને કર્મ ગંધર્વથી સો ઘણું અધિક સુખ હોય છે. અને જાતિ ગંધર્વથી પિતૃ લોકનુ સો ઘણું સુખ અધિક છે. શ્રુતિમાં તથા સ્મૃતિમાં લખેલાં કર્મ કરીને જે સ્વર્ગમાં જન્મ પામેલા દેવતાઓ છે, તેમને સો ઘણું અધિક સુખ હોય છે, તથા જે મુખ્ય દેવતાઓ છે તેમને તેમનાથી સો ઘણું અધિક સુખ પ્રાપ્ત થાય છે, અને મુખ્ય દેવતાઓથી દેવતાઓના પતિ ઇન્દ્રને સો ઘણું અધિક સુખ હોય છે. અને તેનાથી દેવ ગુરૂ બ્રહ્સ્પતિને સો ઘણું અધિક સુખ હોય છે અને દેવગુરૂ પ્રજાપતિ એટલે વિરાટને સો ઘણું અધિક સુખ હોયછે. અને વિરાટ ભગવાનથી બ્રહ્મા એટલે હિરણ્ય ગર્ભ ભગવાનને

સો ગણુ અધિક સુખ હોય છે. એ પ્રમાણે હિરણ્ય ગર્ભનું સુખ તે સંસારની અવધિ છે, અને તેના સુખથી પણ અધિક વિષય વિષયી ભાવથી રહિત અવિનાશી આત્મસુખ શ્રુતિએ કથન કરેલું છે. અને મનુષ્યથી લઈને બ્રહ્મલોક પર્યંત જે સુખ છે તે આત્માનંદના લેશ એટલે પ્રતિબીંબ રૂપ છે. અને બ્રહ્માનંદ જે છે, તે કામનાથી રહિત, નિષ્પાપ અને શ્રોત્રિય પુરુષને ભાન થાય છે. બ્રહ્માનંદને જાણનાર પુરુષ ભય પામતો નથી. એમ શ્રુતિ ગાય છે. સંસ્કારમાં બ્રહ્મવેત્તા સિવાય કીડીથી લઈને બ્રહ્મા પર્યંતના જીવો બ્રહ્માનંદના લેશ સુખને ભોગવે છે. લેશ શબ્દનો અર્થ એવો છે કે જ્યારે આપણી વૃત્તિ વિષયાકાર થાય છે. તે કાળમાં કિંચિત સ્થિર થાય છે. તેમાં આત્માનંદનું પ્રતિબીંબ પડે છે. તે આનંદના પ્રતિબીંબને લઈને જીવ સુખી થાય છે. આ પ્રમાણે કીડી પોતાને અનુકુળ પદાર્થ મળવાથી આનંદવાળી થાય છે તે જ પ્રમાણે બ્રહ્મા પણ બ્રહ્મલોકના અનુકુળ પદાર્થ મળવાથી આનંદવાળો થાય છે. અને પ્રતિકુળ પદાર્થની પ્રાપ્તિકાળમાં તે આનંદ નષ્ઠ થઈ જાય છે. એટલા માટે બ્રહ્મલોક પર્યંતનાં બધાં સુખ આત્માના લેશાનંદ છે. અને મહાન્ આનંદ સ્વરૂપ તો આત્મા જ છે. તેમાં તૈત્રિય શ્રુતિ કહે છે કે જો એ આનંદ સ્વરૂપ આત્માને હોય તો પ્રાણ અને અપાનની ચેષ્ટા કોણ કરશે? કારણ કે જીવની જે

જે ક્રિયા છે તે આનંદની ઇચ્છાએ કરે છે, માટે આત્માજ આનંદ સ્વરૂપ છે. હે ચિત્તવૃત્તિ આ પ્રમાણે મેં નાના પ્રકારની શ્રુતિઓ કહી તેમાં તારે લેશ માત્ર પણ સંશય ન કરવો, અને જે ત્રિવર્ણી વ્યા૦ વસિષ્ટાદિ બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓ શ્રુતિ સિદ્ધાંતને પ્રધાન માને છે. એમ તમામ શ્રુતિઓનું અદ્વૈત અને આનંદ સ્વરૂપ આત્માને ઓળખવામાં તાત્પર્ય છે. તે તાત્પર્યને ષટલિંગરૂપ પ્રમાણથી હું તને સમજાવું છું. શ્રુતિ તાત્પર્યને જણાવવા વાળાં શાસ્ત્રોમાં ષટ્લિંગ માનેલાં છે. તેનાં નામ તથા અર્થ નીચે પ્રમાણે છે.

(૧) ઉપક્રમ ને ઉપસંહાર (૨) અભ્યાસ (૩) અપૂર્વતા (૪) ફળ (૫) અર્થવાદ (૬) ઉત્પત્તિ તેમાં પ્રકરણની આદિમાં જે વસ્તુનું પ્રતિપાદન કરેલું હોય તેજ વસ્તુનું પ્રકરણના અંતમાં પ્રતિપાદન કરવું તેનું નામ ઉપક્રમ ને ઉપસંહાર છે. છાંન્દોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રતિ ઉદ્દાલક ઋષિએ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં આ જગત સતરૂપ હતું. એમ કથન કરેલું છે. અને એ અધ્યાયના અંતમાં પણ આ જગત સતરૂપજ છે એમ કહેલું છે. તેમાં પ્રથમનું કહેવું એ ઉપક્રમ છે, અને પછીનું કહેલું તે ઉપસંહાર છે. તે બને મળીને એક લીંગ કહેવાય છે. બીજું લીંગ અભ્યાસ છે. પ્રકરણમાં પ્રતિપાદીત વસ્તુનું મધ્યમાં જે વારંવાર કથન કરવું તે અભ્યાસ કહેવાય

છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં ઉદ્દાલક ઋષિએ શ્વેત-કેતુને **तत्त्वमसि** મહાવાકયનો નવ વાર ઉપદેશ કર્યો છે. તેનો ભાવાર્થ એવો છે કે હે શ્વેતકેતુ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં જે સત હતું તે તુંજ છે. ત્રીજું લિંગ અપૂવર્તતા છે. આત્મા શ્રુતિ પ્રમાણોથી ગમ્ય છે અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અગમ્ય છે તેજ અપૂર્વતા કહેવાય. બૃહદારણ્ય ઉપનિષદમાં શાકલ્ય ઋષિએ યાજ્ઞવલકય મુનિને પૃછયું હતું કે "ઔપનિષદ" એટલે ઉપનિષદોએ કરીને જાણવાને યોગ્ય જે પુરૂષ છે. તે હું તમને પૂછું છું. એ પ્રમાણે શ્રુતિમાં આત્માને ઉપનિષદ ગમ્ય કહેલો છે. તેજ આત્માની અપૂર્વતા. ચોથું લિંગ ફળ છે. પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ અને જગતની નિવૃત્તિમાં જે શ્રતિઓનું કથન છે, તે ફળલિંગ કહેવાય. છાન્દોગ્યના છઠ્ઠા અધ્યાયમાં કહેલું છે કે તે જ્ઞાનવાન પુરુષને ત્યાં સુધી વિદેહ મુકિતમાં વાર છે, કે જયાં સુધી પોતાનું પ્રારબ્ધ ભોગવી લીધું નથી. તથા આત્મવેત્તા પુરુષ અજ્ઞાન તત્કાર્યરૂપ શોકને તરી જાય છે. એમ શ્રુતિ કહે છે. તે ફળરૂપ, લિંગમાં પ્રમાણ છે. પાંચમું લિંગ અર્થવાદ છે. પ્રકરણમાં પ્રતિપાદિત વસ્તુની, જે વાકયો સ્તુતિ કરતાં હોય તે શ્રુતિ વાકય અર્થ વાદ રૂપ ગણાય. જેમ છાન્દોગ્યના છઠ્ઠા અધ્યાયમાં કહેલું છે કે હે શ્વેતકેતુ જે એક વસ્તુના શ્રવણ કરવાથી સર્વનું શ્રવણ થાય છે, અને મનન કરવાથી સર્વનું મનન થાય છે,

અને એક વસ્તુનું જ્ઞાન કરવાથી સર્વનું જ્ઞાન થાય છે. એ શ્રુતિ વાકય અર્થવાદ રૂપ છે. છઠું લિંગ ઉપપત્તિ છે. પ્રકરણમાં પ્રતિપાદિત વસ્તુનું યુક્તિઓ વડે કથન કરવું તે ઉપપત્તિ કહેવાય. જેમ છાન્દોગ્યના છઠ્ઠા અધ્યાયમાં મૃતિકા, સૂવર્ણ અને લોહનું દૃષ્ટાંત આપીને કહેલું છે કે હે શ્વેતકેતુ મૃતિકાનાં જેટલાં જેટલાં કાર્ય છે તે બધાં વાણીથી કહેવા માત્ર છે, અને સત્ય તો મૃતિકા જ છે. આ પ્રમાણે પટલિંગ વડે કરીને સર્વ શ્રુતિ વાકય અદ્વૈત અર્થમાં તાત્પર્યવાળાં છે, પરંતુ અત્ર કહીએ આ, અદ્વૈત વસ્તુમાં કોઈ વાદી પુરુષો વિવાદ કરે છે. કોઈ તો મહા-વાકયનો વસિષ્ટ વાકયાર્થ માને છે, અને કોઇ સંસર્ગ વાકયાર્થ માને છે. તેમને પુરુષ નહિ સમજવા. અદ્વૈત ઓર ચિદાનંદ શ્રુતિવેદ્ય જે આત્મા છે તેમાં ભેદની કલ્પના જે કરે છે, તેનું દર્શન કરવું યોગ્ય નથી. તે પુરુષની સંગતથી દૂર રહેવું જોઈએ. પૃથ્વીમાં જે વંધ્યા હોય તે સ્ત્રી પણ શ્રેષ્ઠ છે. અને વ્યાઘ્રની માતા પણ શ્રેષ્ઠ છે. પરંતુ ભેદવાદીની માતા કનીષ્ટ છે, કે જેનાથી ભેદવાદી જન્મ્યો, ભેદવાદના કથનથી ઉન્મત્ત થએલો ભેદવાદી પુરુષ દ્વીજ સંજ્ઞાને યોગ્ય નથી, કારણ કે તે ભેદરૂપી મદીરાનું પાન કરે છે. અને જીવ બ્રહ્મના અભેદમાં દોષોનું આરોપણ કરીને જે સંતોષને પામે છે. હે ભદ્ર તે પુરૂષ પણ દ્વિ જાતિ નહીં, પણ વર્ણ

સંસ્કારાદિ નીચ જાતિ છે. પ્રમાદ ભ્રમ અને પ્રલિપ્સા રૂપ ત્રણ દોષોથી રહિત અપૌરૂષેય એટલે ઇશ્વર રચીત જે શ્રુતિ વાકય છે. તે વડે કરીને હે શોભને! મેં તને ચિદાત્માના સુખ સ્વરૂપનો ઉપદેશ કર્યો. હે શોભને! હવે તું તને આત્માના સુખસ્વરૂપમાં યુકિત પ્રમાણમાં કહું છું તે તું એકાગ્ર ચિત્તે સાંભળ. સકળ જંતુ પોતાના આત્માને પ્રિય માને છે, એમાં કોઇ પ્રકારનો સંશય વથી. યાજ્ઞ વલકય ઋષિએ કહેલું છે કે, અરે મૈત્રેયી પતિને વાસ્તે પતિ પ્રિય નથી, પણ પોતાને વાસ્તે પતિ પ્રિય છે. તેમ પતિને સ્ત્રી માટે સ્ત્રી પ્રિય નથી. પણ પોતાના આત્માને માટે સ્ત્રી પ્રિય છે. પુત્રની કામનાથી પુત્ર પ્રિય નથી, પણ પોતની કામનાથી પુત્ર પ્રિય છે. એ પ્રમાણે અનેક શ્રુતિ વાકયોથી આત્માજ પરમ પ્રિય છે. એમ સિદ્ધ કરેલું છે. આત્માને અનુકુળ જે વસ્તુ હોય, તેને પુરૂષ પ્રિય માને છે. પરંતુ તે વસ્તુ જ્યારે પ્રતિકુળ થઇ જાય, ત્યારે તેમાંથી પ્રિયપણું નીકળી જાય છે. પણ પોતાના આત્મામાંથી કોઇ દિવસ કોઇનું પ્રિયપણું દૂર થતું નથી. એટલા માટે આત્મા પરમ પ્રિય છે. જે પદાર્થ કોઇનો શેષ એટલે ભોગનું સાધન ન હોય, અને સર્વની અભિલાષાનો વિષય હોય તેને પંડિતો પરમ પ્રિય કહે છે, કેમકે આત્મા કોઇનો શેષ નથી. એટલે ભોગનું સાધન નથી. અને સર્વને અભિલાષાનો વિષય છે.

માટે આત્મા પરમ પ્રિય છે. બીજું દૃષ્ટાંત એ છે કે પુત્રના મિત્રમાં જે આપણી પ્રીતિ હોય છે તે પુત્રની પ્રીતિને લઇને હોય છે. કારણ કે પુત્રનો મિત્ર જ્યારે પ્રતિકુળ થાય ત્યારે તેમાંથી પ્રિયપણું હઠીને પુત્રમાંજ કેવળ પ્રિયપણું રહે છે. અને ધનાદિક જે આપણને પ્રિય લાગે છે. તે ધનાદિક આપણે પુત્ર માટેજ ખર્ચી નાંખીએ છીએ. તેથી ધનાદિકથી પણ પુત્ર પ્રિય છે. પુત્ર જ્યારે પ્રતિકુળ થાય, ત્યારે તેમાંથી પ્રિયપણું નીકળીને પોતાના શરીરમાં પ્રિયપણાનું ભાન થાય છે, એટલે પુત્રથી શરીર પ્રિય છે, અને શરીરથી ઇંદ્રિઓ પ્રિય છે. કારણ કે કોઇ મારવા આવતો હોય, ત્યારે ઇંદ્રિયોને બચાવી આપણે શરીર તેના આગળ ધરીએ છીએ. અને ઇંદ્રિયોથી પ્રાણ પ્રિય છે. કારણ જ્યારે પ્રાણાંત શીક્ષા થતી હોય ત્યારે આપણે કહીએ છીએ કે મારા હાથ પગ કે નાક કાન કાપી લઇ મારા પ્રાણ બચાવો. અને પ્રાણથી જીવ પ્રિય છે. કારણ જ્યારે પુરુષે અતિ લજ્જાને પ્રાપ્ત થવા જેવું કામ કર્યું હોય અથવા શરીરમાં કોઈ મહાન્ કષ્ટ પેદા થયું હોય ત્યારે આ પુરુષ કહે છે કે મારા પ્રાણ નીકળી જાય તો સુખી થાઉં. એ રીતે પ્રાણથી જીવમાં પ્રિયપણું સિધ્ધ થયું. અને શાસ્ત્ર અને મહાત્માઓના સત્સંગથી જ્યારે જીવપણું પણ આપણને દુ:ખરૂપ ભાસે છે, ત્યારે જીવપણાને ત્યાગીને શુધ્ધ આત્માની

પ્રાપ્તિ માટે આપણે મોક્ષની ઇચ્છા કરીએ છીએ તેથી સર્વને પોતાનો આત્માજ પરમ પ્રિય છે. એમ સિદ્ધ થયું. અને આત્મામાં જે પરમ પ્રિયતા છે તે નિત્ય છે. અને આત્માથી ભિન્ન પદાર્થોમાં જે પ્રિયતા ભાસે છે તે અનુકુળ કાળમાંજ હોય છે. હે ચિત્તવૃત્તિ તેં એવો પ્રશ્ન કર્યો હતો કે આત્માની પ્રિયતા એટલે શ્રુતિ સિદ્ધ આનંદ સ્વરૂપતા મને કહો તે મેં કહી સંભળાવી. આત્માનું જે સ્વરૂપ સુખ છે, તે વિષય અને ઇંદ્રિના સમંધથી જે સુખનું આપણને ભાન થાય છે, તેવું નથી, કારણ કે તેમાં આત્માનું પ્રતિબિંબ પડેલું હોય છે તેથી અનિત્ય છે. અને ઇંન્દ્રિય જન્ય જે સુખ છે, તે ઉત્પત્તિ નાશ વાળું છે. અને પુન્યના સમયમાં કદાચીત પ્રાપ્ત થવા વાળું છે. અને સુખસ્વરૂપ આત્મા તો નિત્ય છે. ઉત્પત્તિ નાશથી રહિત છે, માટે ઇંદ્રિય જન્ય નથી. તેમ આત્મસુખ પ્રકાશ્ય, પ્રકાશક ભાવવાળું નથી. કેમકે આત્મા અને સુખ તો એકજ વસ્તુ છે. તેથી એક વસ્તુમાં પ્રકાશ્ય પ્રકાશક ભાવ બની શકે નહિ. જે પ્રકાશ્ય છે તે આત્માનું દૃશ્ય હોય છે, જડ હોય છે, પરિછીન્ન હોય છે, અનિત્ય હોય છે, કલ્પિત હોય છે, એ પ્રમાણે અનેક દોષવાળું હોય છે. તેથી આત્મસુખમાં પ્રકાશ્ય પ્રકાશક ભાવ માનવામાં દોષ આવ છે. તેમ આત્મસુખમાં ભોક્તા અને ભોગ્યપણું નથી. કારણ કે જે બીજાનો શેષ એટલે ભોગનું સાધન

હોય તે ભોગ્ય ગણાય. અને આત્મા અને સુખ તો એકજ વસ્તુ છે. તેથી ભોક્તા ભોગ્યપણું તેમાં બની શકે નહિ. જેટલાં ભોગ્ય સુખ આપણને પ્રતિત થાય છે તેટલાં આત્માનાં પ્રતિબિંબ છે. અને ઇંદ્રિ અને વિષયના સંબધથી અથવા અંતર્મુખ વૃત્તિથી અનુભવમાં આવે છે. તેમ આત્મ સુખમાં આશ્રય આશ્રિત્વ ભાવ પણ બની શકે નહિ. આત્મા એકરૂપ હોવાથી અને આત્મસુખને આત્માને આશ્રિત માનીએ અને તે આત્માને સુખની ઉપાદાનતારૂપ આશ્રય માનીએ; તો તે આત્મસુખમાં પરિણામતા પ્રાપ્ત થશે. અને જેમાં પરિણામતા હોય, તે અનિત્ય જરૂર હોય. અને જે અનિત્ય હોય તે અનેક પ્રકારના સંપૂર્ણ દોષોથી દુષિત હોય. આ પ્રમાણે આત્મસુખ આપણે પરિણામી માનીએ તો આત્માનો નાશ ગણાય અને જ્યારે આત્માને નાશવાન ગણીએ, તો નિષ્કામ કર્મ નિષ્કામ ઉપાસના અને તે પછી આત્માનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસન અને શ્રવણને માટે કરેલો સંન્યાસ અને એ સર્વ મોક્ષનાં સાધનો વ્યર્થ થયાં. માટે હે ચિત્તવૃત્તિ આત્મ સુખને પરિણામી માનવામાં નાના પ્રકારના દોષોજ આવે છે. માટે જેમ ન્યાયશાસ્ત્રવાળા સુખ દુઃખાદિક પદાર્થોને આત્માને આશ્રય માને છે. અને આનંદને આત્માનો ગુણ માને છે તેમ વેદાંત સિદ્ધાંતમાં સુખ એ આત્માનું સ્વરૂપ માનેલું છે. આત્માનો ગુણ નહીં હે ચિત્તવૃત્તિ આં પ્રમાણે

આત્માનંદમાં શ્રુતિ પ્રમાણ તથા યુક્તિ પ્રમાણ સંક્ષેપથી કથન કરી હવે ઉક્ત ચિદાત્માનંદમાં હે ચિત્તવૃત્તિ ચિત્તને લગાવો અને વિષયજન્ય સુખનો ત્યાગ કરો. બહુ કથનથી હું ઉપરામ થાઉં છું આ પ્રમાણે વિવેકાશ્રમે જ્યારે ચિત્તવૃત્તિને કહ્યું, ત્યારે ચિત્તવૃત્તિ ચૈતન્ય અને આનંદ સ્વરૂપ આત્મામાં ક્ષણભર સ્થિર થઈને આનંદ અનુભવ્યો. ઈતિ શ્રી મહાત્મા વિવેકાશ્રમ અને ચિત્તવૃતિના સંવાદમાં આત્માની આનંદ સ્વરૂપતા નિર્ણય નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ.



# ચતુર્થ અધ્યાય



શ્રી મહાદેવના ચરણમાં નમસ્કાર કરીને તથા ગુરૂ ચરણોનું ધ્યાન ધરીને આ ચોથો અધ્યાય લખું છું. આ ચતુર્થ અધ્યાયમાં સંસારનું મિથ્યાપણું કથન કરવામાં આવશે કેમકે જ્યાં સુધી સંસારમાં મીથ્યાપણુ સમજવામાં ન આવે ત્યાંસુધી આત્મસુખની જીજ્ઞાસા ઉત્પન્ન થતી નથી. મહાત્મા વિવેકાશ્રમનાં વચનો વડે કરીને પ્રસન્ન થએલી ચિત્તવૃત્તિ મધુર વચનોથી પ્રીતિ પૂર્વક પોતાના ભ્રાતા વિવેકાશ્રમને કહેવા લાગી કે હે વિવેકાશ્રમ આત્મસુખ સ્વરૂપમાં તમે શ્રુતિ અને યુક્તિ રૂપ પ્રમાણ કથન કર્યાં તેથી કરીને આત્મસુખ સ્વરૂપને મેં જાણ્યું. તેમાં મને હવે કંઈ પણ સંશય નથી. પરંતુ હે ભ્રાતા હવે હું તમને એક પ્રશ્ન પૂછું છું તે પ્રશ્નનો મનથી ઉત્તર કહો. તમે વિષય સુખોને ત્યાગવાને માટે કહો છો, પણ મને તેને ત્યાગવાનું કંઇ કારણ ભાસતું નથી. જેમ સંપૂર્ણ પૃથ્વીનો મહાન્ ભાગ્યવાન રાજા હોય તેને મૃગયાથી પ્રાપ્ત થએલો જે શીકાર છે તેને તે ત્યાગતો નથી. તે પ્રમાણે પરમાનંદની પ્રાપ્તિવાળી જે હું છું તે વિષય સુખને

કેમ ત્યાગું ? હે મુનિ કોઈ પંડિત અથવા જ્ઞાની એવો મારા જોવામાં આવ્યો નથી કે જેમણે સુખ સંપતિમાં તૃપ્તિ ન માની હોય. હે ભ્રાતા વિષય સુખની તૃપ્તિ વડે કરીને હું વૃદ્ધિને પ્રાપ્ત થએલી છું અને આત્માનંદની કથા તો મેં હમણા સાંભળી તો પછી વિષય સુખને હું કેવી રીતે છોડી શકું. અને જો હું વિષયો ત્યાગું તો કૃતઘ્નતા રૂપી પાપના દોષ વડે કરીને મારૂં શરીર ભસ્મ થઈ જાય. કારણ કે આટલા દિવસ સુધી વિષયોથી મારૂં શરીર પોષાએલું છે, તો તે પોષણ કરનાર વિષયોને ત્યાગી દઉં તો મારામાં કૃતઘ્નતા રૂપી દોષ કેમ ન આવે ? જેમ કોઇ ધની પુરુષની સંગતને પામીને વૃદ્ધ પ્રાપ્ત થાય, અને પછી તે ધનીની સાથે વિરોધ કરવા લાગે તો તે પુરુષ કૃતઘ્ન કહેવાય; અને નિશ્ચય કરીને તેનો નાશ થાય. એટલા માટે હે વિવેકાશ્રમ વિષય સુખ ત્યાગવામાં મને કોઈ કારણ બતાવો. જ્યાં સુધી ખરૂ કારણ તમે નહિ જણાવો, ત્યાં સુધી મહાન્ વિષયોને હું ત્યાગવાની નથી. આ પ્રમાણે આવાં વિનય વાળાં વચન છે જેનાં અને વિખની લતા રૂપ વિષયોના સંગ વડે કરીને દૂષિત ચિત્તવાળી અને વિપરીત બુધ્ધિવાળી ચિત્તવૃત્તિને અજ્ઞાનને નાશ કરવાવાળાં વચન વિવેકાશ્રમ કહેવા લાગ્યા. વિવેકાશ્રમ બોલ્યા હે ચિત્તવૃત્તિ પ્રથમ અધ્યાયમાં જે વિષયોમાંદૂષણ કથન કરેલાં છે. તેનું સ્મરણ કરીને વિષયોને તજી દે. વિષય પક્ષને

હ્રદયમાં ધારણ:કરીને તું પ્રશ્ન કરે છે? કોઇ ગરીબ માણુસને સ્વપ્નમાં રાજ્ય પ્રાપ્ત થયું હોય, તો તે જાગીને તે રાજ્ય હર્ષવાળો થતો નથી. અને સકળ પૃથ્વીનો જે રાજા છે. તે પણ પોતાના પ્રાપ્ત સુખથી બીજા મહાન સુખની ઇચ્છા કરે છે. અને સત્ય સુખની પ્રાપ્તિની ચાહના કરે છે. અને સ્વપ્નના સુખને માટે જાગીને કોઈ પણ પ્રપ્તિની ઇચ્છા કરતું નથી. હે ચિત્તવૃત્તિ કોઇ એક રાજાનો પુત્ર હતો. તેને જન્મની સાથે ગ્રહોની વિરૂદ્ધતા વડે કરીને જોષી લોકોના કહેવાથી વનમાં મૂકી દેવામાં આવ્યો, અને જંગલના ભીલોએ તેને પાળીને ઉછેર્યો. પછી કોઇ કાળે તેને તેના પિતાના રાજ્યનો આપ્ત વક્તા પુરુષ મળ્યો. અને કહ્યુ કે હે ભાઈ તું ભીલ નથી. તું તો અમુક રાજાનો પુત્ર છે. અને ક્ષત્રિય વંશમાં તારી ઉત્પત્તિ થયેલી છે. તો પછી તું પોતાને ભીલ કેમ માને છે. એવાં આપ્ત પુરૂષનાં વચનો સાંભળીને તે ભીલ જાતીના ધર્મને ત્યાગીને રાજવંશી ધર્મોને પ્રાપ્ત થયો. તેજ પ્રમાણે હે ચિત્તવૃત્તિને તું પણ વિષય સુખને ત્યાગીને ચિદાત્મામાં મન લગાવે તો પોતાના આત્માને પ્રાપ્ત થાય. અનિત્ય વિષય સુખ ત્યાગ કરવામાં તને શું બાધ છે. જેમ મૂર્ખ માણુસ પોતાની રાજ સામગ્રી તજીને સ્વપ્નના રાજ્યની પાપ્તિને માટે વનમાં જઈ તપ કરવા લાગે તેમ તું પણ નિત્ય પ્રાપ્ત આત્મ સુખને ત્યજીને ભ્રાંતિએ કરીને

સિધ્ધ જે વિષય સુખ તેની ઇચ્છા કરે છે. અને વિષયોની પ્રાપ્તિને માટે આમ તેમ ભ્રમણ કરે છે. માટે તું બુદ્ધિમાન પુરૂષોની દૃષ્ટિમાં લજ્જાયમાન થવાને યોગ્ય છે. હે ચિત્તવૃત્તિ વિષયસુખ જો કદાપિ સત્ય હોય તો વિષય લંપટ પુરૂષોને શાસ્ત્ર ત્યાગવાનો ઉપદેશ કરે છે. તે ન કરવો જોઇએ. જે માણસને સર્પમાં પુષ્પમાળાની ભ્રાન્તિ થઇ હોય, અને પોતાના હાથમાંની પુષ્પમાળા ત્યજીને ભ્રાંતિથી ભાસેલી પુષ્પમાળા સુગંધીને અર્થે પકડવા જાય. તો તે પુરુષ દુ:ખને પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે ભ્રાંતિએ કરીને સિધ્ધ જે વિષય સુખ છે. તે આત્મ સુખથી પૃથક અને તુચ્છ છે. અને વિષય સુખમાં ભ્રાંતિપણું બૃહદારણ્યક શ્રુતિ કથન કરે છે બૃહદારણ્યક ઉપનિષદના ચોથા અધ્યાયના ચોથા બ્રાહ્મણ ભાગમાં જે શ્રુતિ અર્થ છે. તે હું તને કહી સંભળાવું છું. હે ચિત્તવૃત્તિ જેને અજ્ઞાન દશામાં સર્વ દ્વૈત પોતાના આત્માથી જુદુ ભાસે છે, ત્યારે તે પુરૂષ જ્ઞેયથી ભિન્ન જ્ઞાતા થઈને ઘ્રાણેંદ્રિય દ્વારા ગંધને ગ્રહણ કરે છે. તેજ પ્રમાણે આત્માથી જુદાં માનેલા રૂપને આ પુરૂષ જુએ છે. અને આત્માથી જુદો માનીને શબ્દને સાંભળે છે, વાણીથી વદે છે, મનથી મનન કરે છે, બુદ્ધિથી જાણે છે. અને જ્યારે આત્મજ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે; અને કર્તા, કર્મ, ક્રિયા ફળાદિ સકળ વસ્તુને પોતાના આત્મા રૂપે જાણે છે;

ત્યારે તે જ્ઞાન દશામાં કઇ ઇંદ્રિય વડે કરીને કયો પ્રમાતા ગંધ રૂપ વિષયને ગ્રહણ કરે ? કોણ કોને જુએ ? કોણ કોને સાંભળે ? કોણ કોને કથન કરે ? કારણ કે જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય, ધ્યાતા ધ્યાન અને ધ્યેય, કર્તા, કર્મ અને ક્રિયા, પ્રમાતા પ્રમાણ અને પ્રમેય. એ સંપૂર્ણ ત્રિપુટીઓ આત્મજ્ઞાન વડે કરીને આત્મ રૂપ ભાસે છે. તો પછી ભિન્ન વ્યવહાર શી રીતે કરી શકે, કે જ્યારે આ વિદ્વાન પુરુષને સર્વ આત્મારૂપ જ થઇ ગયું. તે કારણથી હે ચિત્તવૃત્તિ તને આત્માના અજ્ઞાન વડે કરીને વિષયની ઇચ્છા છે. યાજ્ઞ-વલકય મુનિએ બૃહદારણ્યક ઉપનિષદમાં પોતાની સ્રી મૈત્રેયી પ્રત્યે કહેલું છે કે જેના વડે કરીને પુરુષ સર્વ વસ્તુઓને જુએ છે. તેના સાધન વડે કરીને પુરુષ જાણી શકે. એવો નિષેધ મુખ ઉપદેશ મૈત્રેયી પ્રતિ કરેલો છે કે હે મૈત્રેયી જેટલો કાર્ય પ્રપંચ છે તે આત્મા નથી. અને કારણ પ્રપંચ પણ આત્મા નથી. આ આત્મા તો અગ્રાહ્ય એટલે હાથથી ગ્રહણ કરી શકાય તેવો નથી. આત્મા અસંગ છે એટલે અપક્ષય દોષથી રહિત છે. અને અસંગ છે એટલે કોઇની સાથે સબંધવાળો થતો નથી. અને અસીત એટલે નાશ વગરનો છે; તેથી વ્યથાને પ્રાપ્ત થતો નથી એવું અવિનાંશી આત્મ-સ્વરૂપ મૈત્રયી પ્રતિ ઉપદેશ કરેલું છે. અને આત્માથી ભિન્ન સકળ વસ્તુઓને મિથ્યા કથન કરેલી છે. જે માણસ

બ્રહ્મને આત્માથી ભિન્ન જાણે છે; તે માણુસ બ્રહ્મથી પરિછીન્ન જીવપણાને પ્રાપ્ત કરી તેનો તિરસ્કાર કરે છે. તેજ પ્રમાણે ક્ષત્રિયપણાને જ્યારે પુરૂષ પોતાના આત્માથી જુદુ માને છે. ત્યારે તે ક્ષત્રિયપણુ તે પુરૂષને પરિછીન્ન જીવ ભાવને પ્રાપ્ત કરીને તેનો નિરાદર કરે છે. તેજ પ્રમાણે સંપૂર્ણ રીતે લોક અને દેવતાઓને પાંચ ભૂતાદિ સર્વ પદાર્થોને પોતાના આત્માથી જુદા જાણે છે; તે પુરૂષને તે સર્વ પદાર્થ દુઃખનુજ કારણુ બને છે તેથી સર્વ વસ્તુઓ પોતાના આત્મા રૂપ છે એમ શ્રુતિ વાકયથી નિશ્ચય કરવો જોઇએ. એટલા માટે હે ચિત્તવૃત્તિ આત્માથી ભિન્ન કરીને સંપૂર્ણ જગત મિથ્યારૂપ છે એવું યાજ્ઞવલ્કય મુનિએ મૈત્રેયીને સમજાવ્યું હતું. હે ભદ્રે છાંદોગ્ય ઉપનિષદમાં ઉદ્દાલક મુનિએ શ્વેતકેતુ પ્રતિ આત્માથી ભિન્ન સકળ જગત મિથ્યા રૂપ છે એવું બોધન કરેલું છે. હે શ્વેતકેતુ આ જગત ઉત્પત્તિથી પહેલાં સત સ્વરૂપ હતું. અને તે સત્ય એક અદ્વિતીય તથા વ્યાપક છે. અને વર્તમાનમાં પણુ મૃતિકા, સુવર્ણ અને લોહનું દૃષ્ટાંત આપીને કારણુથી કાર્ય ભિન્ન કરીએ તો કહેવા માત્રજ છે. તેજ પ્રમાણે સત્યથી જગતને ભિન્ન કરીએ તો કહેવા માત્ર મિથ્યાજ છે. આ પ્રમાણે પોતાના પુત્ર પ્રતિ જગતની સત્તાનો નીષેધ કરેલો તથા બીજી શ્રુતિ કઠ ઉપનિષદમાં કહે છે કે જે પુરુષ બ્રહ્મની અંદર આ નાના જગતને જુએ

છે; તે મૃત્યુથી મૃત્યુને પ્રાપ્ત થાય છે "**नेह ना नास्ति किंचन**" એ શ્રુતિ તો જગત આત્મમાં છે જ નહિ એમ કહે છે, અને જગતનું ભાન થાય છે. તો પછી જે વસ્તુ હોય નહિ અને દેખવામાં આવતી હોય તે મિથ્યા છે. એવું શ્રુતિનું તાત્પર્ય છે. ભેદ દર્શી પુરૂષોને શ્રુતિએ જન્મમરણની પ્રાપ્તિ કહેલી છે. માટે હે ચિત્તવૃત્તિ સંપૂર્ણ પ્રપંચ આત્મ સ્વરૂપ છે. તે આત્મા સત્ય છે; એક છે; અનુપમ છે; અસંગ છે; નિર્વિકાર છે; ઇત્યાદિ શ્રુતિઓ સંસારના મિથ્યાપણામાં પ્રમાણ રૂપ છે. અને મિથ્યા સંસાર જે પ્રતિત થાય છે તે ઝાંઝવાના નિરની સમાન છે. માટે દ્રશ્યને મિથ્યા જાણીને સચ્ચિદાનંદ આત્મા સ્વરૂપ હું જ છું; એમ નિશ્ચય કર. બ્રહ્મલોકાદિની પ્રાપ્તિમાં નાના પ્રકારનાં વિઘ્નો હોય છે. અને આત્મા તો પોતાનું સ્વરૂપ હોવાથી તેમાં કોઇ વિઘ્ન નથી. જે પ્રપંચ તને ભાસે છે. તે ગંધર્વ નગરની સદ્રશ છે. માટે આત્મસ્વરૂપને તજીને કલ્પિત પ્રપંચની મિથ્યા ચાહના કેમ કરે છે? જેનુ પૂછડું કાપેલું હોય. અને જેના કાન કાપેલા હોય અને વૃધ્ધાવસ્થાને પ્રાત્પ થએલું હોય. અને ચાલતાં જેના પગ કંપતા હોય આવું કોઇ કુતરૂ નિરાદરને પ્રાત્પ થતુ રાત દીન ઘરા ઘર ભટકતું ફરે છે. તેજ પ્રમાણે હે ચિત્તવૃત્તિ તું પણ કુતરાની પેઠે વિષયોમાં ભટકતી ફરે છે. માખીને જેમ વારંવાર ઉરાડીએ, તો પણ તે પાકેલા ઘા ઉપર ફરી ફરીને જાય છે, તેમ હે ભદ્રે તું પણ વિષયોમાં

મન લગાડીને વારંવાર વિશયોનું ચિંતવન કરે છે. અવિદ્યાએ કરીને કલ્પિત જગતમાં અધિષ્ઠાર રૂપ જે ચેતન છે. અનેતે સજાતિય વિજાતિય સ્વગત ભેદથી રહિત છે; સર્વનો આત્મા છે; તેને તજીને તું વિષયો પ્રતિ ધાવન કરે છે, તો તું આ લોકમાં હાંસીને પાત્ર થઇશ. જેમ પોતાના ગળામાં કુસુમ માળા પહેરેલી હોય તેને સર્પ જાણીને ફેંકી દે તો તેને જોઇને સંપૂર્ણ લોક હસે છે, તે પ્રમાણે તું આત્મસુખને તજીને વિષયની ઇચ્છા કરીશ તો તું પણ હાંસી કરવા લાયક થઇશ. આ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા જગતનું બીજુ કાંઇ કારણ નથી. જગતનું કારણ કેવળ અજ્ઞાન છે. આમાં શંકા કરે કે સૂત્રકાર અને ભાષ્યકાર આદિઓએ બ્રહ્મને જગતનું કારણ કહેલું છે. તો પછી અહીં કેવળ અજ્ઞાનને જગતનુ કારણ કહ્યું. તે અયુકત છે. તે શંકા બને નહિ, કેમકે શ્રુતિમાં એકજ જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય એવી પ્રતિજ્ઞા કરેલી છે. તે સિદ્ધ કરવાને તથા પ્રધાન કારણવાદ ખંડનમાં સુત્રકાર ભાષ્યકારોનું તાત્પર્ય છે. જગતનું કારણ બ્રહ્મ છે. એવું કહેવામાં તાત્પર્ય કંઇ નથી જે બ્રહ્મ કારણત્વ પ્રતિપાદક શ્રુતિ છે તે તો અદ્વૈતમાં તાત્પર્યવાળી છે. બ્રહ્મ કારણત્વમાં તાત્પર્યવાળી નથી. તે કારણથી વાર્તિક ગ્રંથમાં સુરેશ્વાચાર્યે બ્રહ્મકારણત્વનું ખંડન કરેલું છે. બ્રહ્મ કલ્પિત અજ્ઞાનનું અધિષ્ઠાન છે.

માટે અધિષ્ઠાનપણા માત્રથી બ્રહ્મને જગતનું કારણુ કહેલુ છે. તેથી અજ્ઞાન વિના સત્ય બ્રહ્મ જગતનું કારણ નહિ. છીપોલીમાં જેમ રૂપુ ભાસે છે; તે છીપોલીના અજ્ઞાનથીજ ભાસે છે. જગત જો સત્યથી ઉત્પન્ન થએલું હોય, તો તેને શ્રુતિ મિથ્યા કહે નહિ. અને જગતમાં મિથ્યાપણું તો અનુભવસિદ્ધ છે. એમાં કાંઇ સંશય કરવો નહિ. હે ચિત્તવૃત્તિ આ જે તને જગત ભાસે છે. તે કાલ સુધી રહી શકે, એવો નિશ્ચય નથી. કારણ કે તે ક્ષણ ક્ષણમાં પરિણામ પામીને નાશ થતું જાય છે. આવા વિનાશી જગતમાં આસ્થાને તજો. જેમ શુકિતમાં રજત, શુકિતના જ્ઞાનથી બાધિત ધર્મવાળુ છે. તેજ પ્રમાણે આત્માના જ્ઞાનથી જગત બાધ થવા વાળું છે. હે શુભે આત્મા તો એકરસ છે. ઉત્પત્તિ રહિત છે. અને શરીર તો जायते, अस्ति, वर्धते, विपरिणमते अपक्षयते नश्यते એવા યાસ્કમુનિએ કહેલા છ વિકાર રૂપ છે. આત્મા તો દેશકાળ, વસ્તુના પરિચ્છેદથી એટલે ભેદથી રહિત છે, સર્વનો દૃષ્ટા છે. બાહ્ય અને અંતરમાં આકાશની સમાન પૂર્ણ વ્યાપક છે. અને જેમ ઉત્પત્તિ, નાશ, ધર્મ દેહના છે. તેમ દેવ, મનુષ્ય, તીર્યક આદિ ભેદ પણ ત્રણ ગુણોએ કરીને શરીરના જ છે. અને સ્વપ્નોના ભેદની પેઠે માયાથી ભાન થાય છે. આત્મા તો એક રસ છે. તેથી સુખ સ્વરૂપ પ્રત્યક્ આત્માને મનમાં લાવીને શોક

એટલે સંસાર રૂપ અનર્થથી રહિત થાઓ. એ પ્રમાણે નિજ ભ્રાતા વિવેકાશ્રમે ચિત્તવૃત્તિને બોધ કર્યો. ત્યારે ચિત્તવૃત્તિએ વિષયોમાંથી પ્રીતિને તજી દીધી. અને જેમ હાથણી જળમાંથી કમળને જુદું કરી નાંખે છે, તેમ ચિત્તવૃત્તિએ પણ વિષયોની પ્રીતિને આત્મસુખ માટે ત્યજી દીધી. જેમ કાચના ઘડામાં દીવો અંદર બહાર યથાર્થ પ્રકાશે છે, તે જ પ્રમાણે પરમ જ્યોતિ સ્વરૂપ આત્માને જડદેહાદિક પદાર્થોથી ભિન્ન જાણીને અંતઃકરણમાં ધારણ કર્યો કે આત્મા મારૂ સ્વરૂપ જ છે. આ પ્રમાણે જ્યારે ચિત્તવૃત્તિ ઉપદેશથી–વિષયમાંથી પ્રીતિ તજીને શુદ્ધ થઇ ત્યારે અવસર જોઇને મુમુક્ષુતા પણ ત્યાં આવી. તાત્પર્ય એવું છે કે જ્યારે ચિત્તવૃત્તિ બ્રહ્મલોક સુખીના વિષયને ત્યાગ કરવાની ઇચ્છા કરે તો પછી ત્યાં મોક્ષની ઇચ્છા જરૂર ઉત્પન્ન થાય જ. તેજ પ્રમાણે મુમુક્ષુતા આવી. તપ કરવાથી શરીર જેનું દુર્બળ છે. એવી મુમુક્ષુતાને જોઇને વિવેકાશ્રમ યોગી ગંભીરતાથી કહેવા લાગ્યા કે હે ભદ્રે મુમુક્ષુતા હવે તું આ શરીર રૂપી મઠમાં નિવાસ કર. દુષિત જાણીને આ મઠથી તું ઉદાસ ન રહે. આ ચિત્તવૃત્તિના ભયથી તું આ મઠમાં નિવાસ કરતાં ભય માનતી હતી તે ચિત્તવૃત્તિને મેં ઉપદેશ કરીને નિર્મલ કરી છે. રાગ દ્વેષાદિ જે ચિત્તના મળ હતા તે સર્વ દોષ આ ચિત્તવૃત્તિએ તજી દીધા છે. હે મુમુક્ષે હવે તારૂં મોક્ષ રૂપી કાર્ય

એટલે આત્માનંદ સેવન પરાયણતાં ચિત્તવૃત્તિ સિધ્ધ કરી આપશે. હે તાપસી મુમુક્ષા હવે આ મઠમાં તને કંઈ પણ વિઘ્ન નથી. સુખથી નિવાસ કરો. આ પ્રમાણે વિવેકાશ્રમની વાણી સાંભળીને મુમુક્ષા અતિ હર્ષને પામી. ચિતવૃત્તિ પણ પોતાની કુટીલતા તજીને તપસ્વિની મુમુક્ષાને જોઇને ઉભી થઇને દંડવત્ પ્રણામ કર્યા પહેલાં જેનું નામ શ્રવણ કરેલું હતું, પણ દેખી નહોતી, એવી મુમુક્ષા ચિતવૃતિને કહેવા લાગી. મુમુક્ષા બોલી હે પુત્રી તારૂં મોટું ભાગ્ય જાગ્યું છે, કે જેથી કરીને યતિવરના ચરણમાં તારૂં મન લાગેલું છે. જન્માંતરની શ્રેષ્ટ કરણી વડે કરીને આ નર સત્સંગને પામે છે. હે પુત્રી સાધુઓનાં દર્શન પૃથ્વીમાં પવિત્ર કરાવવા વાળાં છે. અને સાધુ જંગમ તીર્થ રૂપ જ છે. એમ મુનિ અને શાસ્ત્રનું કહેવું છે. ચંદ્ર અને શિતળ ચંદન આદિ પદાર્થોનું સેવન તો બહારની તપત દૂર કરે છે. પણ સાધુ સંગમ તો અંતરની તપત દૂર કરે છે. સાધુજન કેવા હોય છે. નિર્લોભી, અક્રોધી, ક્ષમાવાન, દંભથી રહિત, નિર્માની, પરોપકારી, પરદુઃખ ભંજક, યમ, નિયમ, શમ, દમ, વિવેક, વૈરાગ્ય, સંતોષ સમાહિત ચિતવાળા, કાળથી રહિત અગ્નિ સમાન, શાંત, અને જ્ઞાન પ્રકાશ સ્વરૂપ, આત્માને જાણવાવાળા, બીજા સત્સંગીઓને સત્ય માર્ગનો ઉપદેશ દેવાવાળા હોય છે. હે પુત્રી દુર્લભ

મનુષ્ય શરીરને પામીને સાધુ સંગથી તેં ચિદાત્મામાં મન લગાડયું છે, તો ચિદાત્મા દેવ તારા ઉપર કૃપા કરીને તારા જે વિષયોમાં રાગ છે તે દૂર કરશે. એવો મારો તને આશીરવાદ છે.

આ પ્રમાણે મુમુક્ષા ચિત્તવૃત્તિને આશીષ આપીને નેત્ર મીંચીને જગદીશનું ચિંતન કરવા લાગી, એટલે આ મઠમાં ઉપદ્રવ રૂપ જે ચિત્તવૃત્તિ હતી. તેના શાંત થવાથી આ સુંદર મઠને જોઇને વૈરાગ્યતીર્થ નામના સંન્યાસી ત્યાં આવ્યા. કેવા છે વૈરાગતીર્થ પરમ સુખનું ધામ છે, વિવેકાશ્રમથી પણ શ્રેષ્ઠ છે. ત્યકત દંડી છે. દીશાઓ રૂપી વસ્રને ધારેલાં છે. સુવાને માટે સારી પૃથ્વી જેમનું આસન છે. પોતાની ભુજાઓજ જેમનાં ઊસીકાં છે, પગથી નગ્ન છે. ગુફાઓ રૂપી ઘર જેમને રહેવાનાં છે. જળનાં પાત્ર જેમનાં નદી અને તળાવો છે. સર્વની સાથે રાગદ્વેષથી રહિત છે. લૌકિક દૃષ્ટિથી મૂઢ, ઉન્મત્ત તથા પીશાચ જેવા દેખાય છે. અને માન અપમાનમાં સમ થઇને વિચારવાવાળા છે. કર્તા, કરણ અને કર્મ આદિ સારા સંસારને બ્રહ્મરૂપ નિશ્ચય કરનારા છે. તથા અયાચિત અને દૈવ આધિન મળેલા અન્નથી ઔષધની સમાન ક્ષુધા રૂપી રોગ મટાડવાવાળા છે. હૃદયમાં પરમજ્યોતિ સ્વરૂપને જ્ઞાનદૃષ્ટિથી ધારણ કરવાવાળા છે. અને બહારથી શરીર તો ધુળવડે કરીને મેલું થયેલું

છે. એવા વૈરાગ્યતીર્થ વિવેકાશ્રમને નમસ્કાર કરી આસનને પ્રાપ્ત થયા. વૈરાગ્ય તીર્થ ભીક્ષુનું આવું સ્વરૂપ જોઈને પ્રેમ પૂર્વક વિવેકાશ્રમ પૂછવા લાગ્યા. હે મુનિ તમે દંડનો ત્યાગ કેમ કર્યો છે? અને કમંડળને તમે કેમ ત્યાગ્યું છે? તથા કોપીન, આછાદનનો પણ તમે ત્યાગ કરેલો છે. કોપીન શબ્દનો અર્થ એવો થાય છે કે—કુપમાં પતન કરાવનાર જે હોય તે કોપીન કહેવાય. એટલે પાપનું નામ કોપીન છે. અને પાપનું સાધક હોવાથી પુરુષનું લીંગ પણ કોપીન કહેવાય છે. તથા તેને ઢાંકવાનું વસ્ત્ર પણ કોપીન કહેવાય છે. અને પાદુકા જે અતિ સુખદાઇ છે તેનો પણ તમે ત્યાગ કર્યો છે. હે વૈરાગ્ય તીર્થ યતિવર શાસ્ત્ર વિહિત વસ્તુના ત્યાગમાં કેમ દોષ ન આવે તે કહો. એમ વિવેકાશ્રમનાં વચન સાંભળીને મહાત્મા વૈરાગ્યતીર્થ બોલ્યા. કે હે વિવેકાશ્રમ પરમહંસ ઉપનિષદનો સાર હું તમને કહું છું. એક કાળમાં નારદ ઋષિ બદ્રીકાશ્રમમાં જ્યાં નારાયણ ભગવાન તપ કરતા હતા. ત્યાં જઈ પહોંચ્યા. અને જેમને દેવ, મનુષ્યના સમુદાય સેવન કરે છે. તેવા નારાયણ ભગવાનને પ્રણામ કરીને તેમની આજ્ઞાથી સ્થિત થયા. અને બંને હાથ જોડીને નમ્રતાથી પ્રસન્નતા પૂર્વક કહેવા લાગ્યા. નારદ બોલ્યા. હે ભગવન પરમહંસનો કયો માર્ગ છે તે મને કહો. અને પરમહંસોની જે પરમ નિષ્ઠા છે. તે પણ

મને જાણવાની ઇચ્છા છે. એટલા માટે હે દયાળુ ભગવન મારા સંશયને નિવૃત કરો. વૈરાગ્યતીર્થ બોલ્યા. હે વિવેકાશ્રમ આ પ્રમાણે નારદજીની વાણી સાંભળીને નારાયણ ભગવાન ગંભીર વાણીથી બોલ્યા. કે હે નારદજી આજે આગળ કહેવામાં આવશે; તે પરમહંસોનો માર્ગ સંસારમાં દુર્લભ છે. એમાં કાંઈ સંશય નથી. હે નારદજી પરમહંસોના માર્ગમાં ચાલવાવાળા પુરુષ સંસારમાં દુર્લભ છે. તે પુરુષ સદા મુકિત એટલે બ્રહ્મ સ્વરૂપતાની સ્થિતિમાં પ્રીતિવાળા છે. અને તેજ પુરુષ સંપૂર્ણ શ્રુતિઓના જ્ઞાતા છે, અને તેજ મહાપુરુષ કહેવાય છે. એવું મોટા મોટા મુનિઓનું પણ કહેવું છે. તેનું ચિત્ત સર્વદા મારામાંજ પ્રીતિવાળું છે. અને તે પુરુષ પણ મારા ચિત્તમાં નિરંતર વસે છે. ભગવાને ગીતામાં કહેલું છે કે જ્ઞાની તો મારો આત્મા છે. એવો જે પરમહંસ પુરુષ છે. તે સુત, ચિત્ત, મિત્ર, દારા, ભ્રાતા વિગેરે કુટુંબનો ત્યાગ કરે છે. શીખા, અને સૂત્ર (જનેઉ), વેદપાઠ, યાગાદિક કર્મને તજી દે છે. જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોને પણ ત્યાગે છે. મતલબકે વેદાધ્યયન તથા તપદાનાદિ કર્મ છે તથા નિત્ય, નૈમિતિક, પ્રાયશ્ચિત કામ્ય આદિ સર્વ કર્મ ત્યાગીને સર્વ સુખનું સાધન પીંડ બ્રહ્માંડ આદિનો પણ ત્યાગ કરે છે. એટલે બ્રહ્માંડની પ્રાપ્તિ રૂપ વિરાટ તથા હિરણ્ય ગર્ભની ઉપાસનાનો પણ ત્યાગ કરે

છે. એ પ્રમાણે ઉકત, અનુકત સકલ સુખનો પ્રેસમંત્રના ઉચ્ચારણથી ત્યાગ કરે છે. તે પ્રેસમંત્ર, ગુરૂસંપ્રદાયથી જાણવામાં આવે છે. શાસ્ત્રમાં લખેલું છે કે પરમહંસ કોપીન, કટીવસ્ત્ર, દંડ, કમંડળને ત્યાગે નહિ, પરંતુ શરીરની રક્ષાને માટે તથા લોકો પર ઉપકારને માટે ગ્રહણ કરે. કારણ કે કોપીનથી લજ્જાની નિવૃત્તિ થાય છે. વસ્ત્રથી શીતની નિવૃત્તિ થાય છે. દંડથી પશુ સર્પાદિની નિવૃત્તિ થાય છે; તથા લોક દંડાદિ ચિન્હ જોઇને ઉત્તમ આશ્રમી જાણીને ભીક્ષા આપીને સેવા કરે છે. તેથી લોકોને પુન્ય થાય છે, એમ માની શાસ્ત્રમાં કંઇક દંડાદિ ગ્રહણ કરવાની પરમહંસને વિધી કરી છે, પણ પરમહંસનો આ મુખ્ય માર્ગ નથી. મુખ્ય માર્ગ તો હે નારદ હું વખાણ કરૂં છું તે સાંભળ. પરમહંસ દંડ વગરનો, શીખા વગરનો, પાત્ર વગરનો, યજ્ઞોપવીત વિનાનો, પાદુકા વગરનો, દિશા રૂપી વસ્ત્રવાળો હોય છે, તથા માન અપમાનથી રહિત, શીત, ઉષ્ણથી રહિત, શબ્દાદિક વિષયોના સંગ વગરનો, અર્થાત માન, અપમાન ક્ષુધા, પીપાસા, જન્મ, મરણ, એ છ ઉર્મી શરીરના ધર્મ છે. એમ જાણીને આત્મમાં સંલગ્ન રહેવાથી પરમહંસને સ્પર્શ થતો નથી. માટે શીત ઉષ્ણાદિકથી રહિત કહેલો છે, તથા નિંદા એટલે પરદોષોનું કથન અન્ય પુરૂષથી પોતાને અધિક જાણવો તે. ગર્વ પરના ગુણોમાં દોષનું

આરોપણ, અસુયા પોતાને જે પ્રતિકુળ હોય તેનું અનિષ્ઠ ચિંતવન દ્વેશ, પોતાનાં સારાં કર્મ બીજાને કહી દેખાડવાં તે આત્મશ્લાધા પરના નિરાદરમાં ચિત્તવૃત્તિ તે દર્પ, વિષયોની અભિલાષા, કામ, ઇચ્છિત વસ્તુના ન મળવાથી થએલો ચિત્તમાં વિક્ષેપ તે ક્રોધ. પ્રાપ્ત વસ્તુના ત્યાગને ન સંહારવો તે લોભ, દારા, પુત્રાદિકમાં ચિત્તની આશક્તિ તે મોહ. દેહાદિમાં અહંવૃત્તિ તે અહંકાર. એ સર્વ દોષોથી રહિત હોય છે. પોતાના શરીરને પરમહંસ મુડદા સમાન જુએ છે. શોકથી રહિત છે. ચિદાત્મામાં અજ્ઞાન, સંશય, ભ્રાંતિનું કારણ જે મૂળ અવિદ્યા છે, તે ચિદાત્માના જ્ઞાનથી જેની નિવૃત્ત થએલી હોય છે. અજ્ઞાન એટલે અહીંઆં ચાર પ્રકારની કાર્ય અવિદ્યા સમજવી. દેહાદિક અનાત્મામાં આત્મ બુધ્ધિ, અનિત્ય આકાશાદિ પ્રપચમાં નિત્ય, બુદ્ધિ, અસુચી પુત્ર કલત્રાદિનાં શરીર તેમાં સુચિ બુદ્ધિ તથા દુઃખ રૂપ ભોગોમાં સુખ બુદ્ધિ. તથા આત્મા કર્તા છે અથવા અકર્તા છે એ સંશય દેહાદિમાં અહંમતિ ભ્રાન્તિ, એ સર્વનું કારણ અવિદ્યા તે મૂળ અવિદ્યા, તે જેની નિવૃત્ત થએલી હોય છે એવો પરમહંસ મહાત્મા નિત્ય મૂક્ત થઇને પૃથ્વીમાં વિચરે છે. હે નારદજી આ પરમહંસોની નિષ્ઠા મેં તમને કથન કરી, તેનું સુત્ર અને શીખા તેજ છે કે પરમાત્મા અને આત્માનું ઐકય જ્ઞાન છે, બ્રહ્મ રૂપથી જે સ્થિત રહેવું, તે

તેનું આસન છે. અજ્ઞાનકૃત ભેદની જે નિવૃત્તિ છે, તે તેની સંધ્યા છે. સર્વ વાસનાને તજીને હૃદયમાં બ્રહ્મનું ધારણ કરવું, તે તેનું ધ્યાન છે. પંચ મુદ્રા એટલે નાગમુદ્રા, ધેનુ મુદ્રા, પરસુ મુદ્રા, વૈષ્ણવી શંખ મુદ્રા તથા બ્રહ્મ મુદ્રા એ પાંચ મુદ્રાઓ વાળો જે કાષ્ટ દંડ છે. તેને ત્યાગીને જ્ઞાન દંડને ધારણ કરેલો છે તેને મુખ્ય દંડી શાસ્ત્રમાં કહેલો છે. જે કાષ્ટ દંડને ધારણ કરીને જ્ઞાન દંડથી રહિત છે, અને સર્વનું ભોજન કરે છે, તે દંડી શાસ્ત્રથી નિષેધ છે, માટે હે નારદ જ્ઞાન દંડીજ મને પ્યારો લાગે છે. એમ ભગવાન નારદને કહીને, ફરી કહેવા લાગ્યા કે હે નારદ તે પરમહંસ પોતાના આત્માથી ભિન્ન, કોઇની સ્તુતિ નમસ્કારથી રહિત છે. કોઇ દેવતાનું આવાહન કરતો નથી, તેમ વિસર્જન પણ કરતો નથી. કોઈ મંત્રના જપ કરતો નથી. પોતાના આત્માથી બીજા કોઈ દેવતાની ઉપાસના કરતો નથી, કારણ કે પોતાના આત્મારૂપ સમુદ્રની ઈશ્વરથી આદિ લઇને સર્વ દેવતા લહેરીઓ છે. લહેરી જેમ સમુદ્રથી જુદી હોતી નથી, તેમ દેવતા પોતાથી જુદા છેજ નહી. આત્મ સ્વરૂપજ છે. તો પછી કોની ઉપાસના કરે, તથા સુવર્ણ આદિક ધનમાં તથા સ્ત્રી આદિ વિષયમાં પ્રીતિ વિનાની છે. હે વિવેકાશ્રમ આ પ્રમાણે પરમહંસોના ધર્મો નારાયણ ભગવાને નારદ પ્રતિ કથન કર્યા. તે ધર્મમાં મારી પ્રીતિ હોવાથી હું દંડાદિક

વસ્તુનો ત્યાગ કરીને ચિદાત્મામાં રમણુ કરૂં છું. આ પ્રમાણે વૈરાગ્ય તીર્થની વાણી સાંભળીને પાસે બેઠેલી ચિત્તવૃત્તિ વિષમયતાને પામીને વિવેકાશ્રમને કહેવા લાગી. ચિત્તવૃત્તિ બોલી હે ભ્રાતા તમે આત્માને સુખ સ્વરૂપ કહ્યો. અને વિષયોમાં પ્રીતિ તજીને આત્મામાં મન લગાડવાનું કહ્યું. પણ હે મહાત્મા તેમાં મને સંશય છે કે મને આત્મસુખ તો મળ્યું નથી, અને વિષય સુખ તમે ત્યાગ કરાવી દીધું. તો મને તો કોઇ લાડુ હાથમાંથી ત્યાગીને હાથ ચાટે તેવું થયું ક્યાં તો હું મૃદુલ એટલે કોમળ તથા અબળા એટલે બુદ્ધિ બળથી રહિત મલીન સ્વભાવ વાળી નારી અને ક્યાં મહાન ભારી બ્રહ્મનિષ્ઠા, કપિલાદિ ઋષિ લોક મહાન તપ કરીને આત્મ નિષ્ઠાને પામેલા છે તો પછી તેમાં મારી શી શકિત છે, કે મને તે પ્રાપ્ત થાય, વળી બીજું પૂછું છું કે ચૈતન્ય આત્મામાં આ મહાન જગત્ અજ્ઞાનથી કલ્પિત છે. એવું તમે પૂર્વ કહેલું છે તેમાં મને નિશ્ચય થતો નથી. તેમાં એ સંશય થાય કે આ જગત જીવનું કલ્પેલું છે? કે પરમાત્માનું કલ્પેલું છે તે કહો. ત્યારે વિવેકાશ્રમ બોલ્યા, હે ચિત્તવૃત્તિ, શુધ્ધ પરમાત્મ ચૈતન્ય સ્વરૂપને આશરે જે અજ્ઞાન છે, તે સ્વાશ્રય, સ્વવિ- ષયથી રહેલું છે, એટલે તે અજ્ઞાન આત્માના સામાન્ય સ્વરૂપને આશરે રહીને આત્માના વિશેષ સ્વરૂપને આચ્છાદાન કરીને તે ચૈતન્યમાં જીવ જગત ઇશ્વરની કલ્પના કરે છે.

માટે એવો ઉત્તર થયો કે શુદ્ધ ચૈતન્યને આશરે રહીને અજ્ઞાન જીવ, જગત અને ઇશ્વરને કલ્પે છે. ચિત્તવૃત્તિ બોલી, હે વિવેકાશ્રમ મને એક બીજો સંશય છે કે તે અજ્ઞાન નિત્ય છે, અથવા અનિત્ય. જો નિત્ય કહો તો દ્વૈત થવાથી અદ્વૈતની હાની થશે, અને અનિત્ય કલ્પિત કહો, તો તે અજ્ઞાનની કલ્પનામાં બીજું કારણ શું માનો છો. અજ્ઞાનનું કલ્પક અજ્ઞાન છે. એમ માનવામાં આત્માશ્રય દોષ આવશે. અને બીજું અજ્ઞાન માનશો તો તેનું કલ્પક વળી બીજું અજ્ઞાન માનવાથી આગળ ધારા માનતાં અનાવસ્થા દોષ પ્રાપ્ત થશે, તે સાંભળી વિવેકાશ્રમ બોલ્યા. હે ચિત્તવૃત્તિ અજ્ઞાનની કલ્પનામાં અજ્ઞાનજ હેતુ છે, કારણ કે શાસ્ત્રકારોએ તેને સ્વ, પરનું નિર્વાહક માનેલું છે. જેમ ન્યાયશાસ્ત્રમાં સર્વ વસ્તુનો ભેદ જે છે તે વસ્તુને જુદી કરે છે. પણ જે બે વસ્તુ જુદી છે તેને ભેદે જુદી કરી. તેમ તે વસ્તુથી જુદો જે ભેદ છે. તેને કોણે જુદો કર્યો, એમ નૈયાયિકોને પૂછતાં નિરૂતરપણું માની અંતમાં ભેદનો ભેદક ભેદજ છે. એવું તેમણે અંગીકાર કરેલું છે, અને તેમના મતમાં પણ આત્માશ્રય આદિ દોષો વિદ્યમાન છે. તેમ સાંખ્યશાસ્ત્રી તથા મીમાંસક આત્માને સ્વયંપ્રકાશ માને છે. ત્યાં પણ આત્મા આત્માનો પ્રકાશક છે, એમ માનવામાં આત્માશ્રયાદિ દોષો વિદ્યમાન છે. તેમજ અજ્ઞાનના પ્રશ્નમાં દોષો વિદ્યમાન છે,

પરંતુ અજ્ઞાન કાર્ય પ્રપંચના અધ્યાસમાં પોતે હેતુ થઇને પોતાના કલ્પકમાં પોતે હેતુ છે, એમ માનવામાં જે દોષ આવે, તે દૂષણરૂપ નથી. પણ ભૂષણુ રૂપજ છે. કારણુ કે વેદાંત સિદ્ધાંતમાં એકજ સત્તા માની છે, અને તે સત્તામાં અજ્ઞાન તત્કાર્ય જગત માણીની દમક તથા સૂર્યનાં કિરણો સમાન ભિન્ન છેજ નહિ. પરંતુ જીજ્ઞાસુની બુદ્ધિનો આશ્રય કરીને અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યનો અધ્યારોપ કરીને પછી અપવાદ બુધ્ધિથી એકજ સત્તાનુ ભાન કરાવવવામાંજ શ્રુતિનું તાત્પર્ય છે, એવો હે ચિતવૃત્તિ તું નિશ્ચય કર, એમ સાંભળીને ચિતવૃત્તિ ફરીને પણ પ્રશ્ન કરવા લાગી. ચિતવૃત્તિ બોલી. હે ભ્રાતા હું જીવના સ્વરૂપમાં પ્રશ્ન કરૂં છું કે જીવનું સ્વરૂપ શું છે. કોઇ અંતઃકરણુ અવિચ્છીન ચેતનને જીવ કહે છે, કોઈ સાભાસ અંતઃકરણુ અવિચ્છીન ચેતનને જીવ કહે છે. કોઇ અવિદ્યા વિશીષ્ઠ ચેતનને જીવ કહે છે, કોઇ જીવનાના માને છે. કોઈ જીવ એક માને છે. કોઈ અજ્ઞાન જીવને આશરે રહીને ચેતનને વિષય કરે છે, એટલે આચ્છાદન કરે છે એમ માને છે. આ સર્વ પક્ષમાં ખરૂં શું છે. તે આપ મને સમજાવો. આ પ્રમાણે ચિતવૃતિના પ્રશ્નોને સાંભળીને વિવેકાશ્રમ બોલ્યા કે હે ચિતવૃતિ વાસ્તવ દષ્ટિથી શુધ્ધ ચેતનમાં જીવ, ઇશ્વર, જગત ત્રણે અજ્ઞાનથી કલ્પિત છે, માટે વિદ્વાનની દૃષ્ટિથી તો આત્મામાં જીવ, જગત અને

ઇશ્વર વસ્તુતાએ નથી. પણ જીજ્ઞાસુને બોધ કરવા સારૂ શ્રુતિ અને વિદ્વાન અધ્યારોપ કરી પછી અપવાદ દ્રષ્ટિથી આત્માનું જ્ઞાન કરાવે છે. અવચ્છેદ વાદી અંતઃકરણ અવિચ્છિન્નને જીવપણાનો આરોપ કરી પછી તેને અપવાદ કરી અધિષ્ઠાન આત્મા સમજાવે છે. આભાસવાદી અંતઃકરણમાં આભાસ સહિત ચેતનને જીવ રૂપથી આરોપ કરી એનો અપવાદ કરી આત્મા સમજાવે છે. બીંબ પ્રતિબીંબ વાદી બીંબ પ્રતિબીંબની રીતથી જીવ ઇશ્વરનો આરોપ કરી અપવાદ બુધ્ધિથી આત્મા સમજાવે છે, એ તમામ ગ્રંથકારોએ જીવનો આરોપ કરી પછી આત્માથી ભિન્ન મિથ્યા છે, એમ બતાવી અધિષ્ઠાન રૂપ આત્મા જણાવેલો છે, માટે કોઇ પ્રક્રિયાથી આત્માનું જ્ઞાન થાય; તે પ્રક્રિયાથી જીવનો આરોપ સમજી અપવાદ બુધ્ધિથી આત્મજ્ઞાન પેદા કરવાનું છે. વેદાંત ગ્રંથોમાં આરોપ તો ગ્રથકારની મરજી અનુસાર સમજાવવાને ભિન્નભિન્ન કરેલા છે. પણ તમામ ગ્રંથકાર અપવાદ દ્રષ્ટિ એકજ હોય છે, માટે જે પ્રક્રિયાથી આત્મજ્ઞાન થાય, તે શ્રેષ્ઠ સમજો. અને વાસ્તવમાં તો તમામ પ્રક્રિયા આરોપીત કરેલી હોવાથી કલ્પિત છે. અંતમાં જ્યારે અપવાદ બુદ્ધિ થાય, ત્યારે ત્યાજ્ય છે. માટે એવો નિશ્ચય કરો કે શુધ્ધ ચેતનને આશરે રહેલી માયા છે, તેમાં શુદ્ધ સતોગુણ પ્રધાન માયા ઉપાધીવાળું ચેતન માયામાં પ્રતિબીંબીત થઇ ઇશ્વર

બને છે. અને મલીન સતોગુણવાળી માયા જેનું બીજું નામ અવિદ્યા કહે છે, તે મલીન અવિદ્યામાં પ્રતિબીંબીત થએલું ચૈતન્ય જીવ બને છે, અને શ્રુતિ કહે છે કે માયા પોતામાં આભાસ વડે કરીને જીવ ઇશ્વરને કરે છે, તેમાં જીવ અને ઇશ્વરના સ્વરૂપમાંથી આભાસ સહિત માયા અવિદ્યા ભાગ બાધ કરી શુધ્ધ ચૈતન્ય જે છે તે બ્રહ્મ રૂપ આત્મા છે. એવો નિશ્ચય કરવાનો છે, અને જીવનુ. એક પણું અથવા નાના પણું સ્વપ્નની પેઠે માયાથી કલ્પેલું છે. વાસ્તવ દૃષ્ઠિથી ન એક જીવ છે, તથા ન કોઇ નાના જીવ છે, અને તે જે અજ્ઞાન જીવના આશરે રહે છે, એવું કહેલું તેના ઉત્તરમાં અજ્ઞાન તો શુદ્ધ ચેતનને આશરે જ રહી શકે. જીવને આશરે રહે નહી, કારણ કે પ્રથમ ચૈતન્યને આશરે અજ્ઞાન હોય તો પછી જીવનું સ્વરૂપ સિધ્ધ થાય, તો પછી અજ્ઞાન વડે કરીને પછીથી થનારો જીવ અજ્ઞાનનો આશ્રય શી રીતે બની શકે, માટે પક્ષ તો તેજ નિઃસદેહ છે, કે, અજ્ઞાન શુધ્ધ ચૈતન્યને આશારે રહે છે. અને શુધ્ધને આચ્છાદન કરી જીવ, ઇશ્વર જગતને કલ્પે છે. આપ્રમાણે સાંભળી ચિત્તવૃત્તિ બોલી, હે ભ્રાતા આજે તમારા નાના ભાઇ વૈરાગ્યતીર્થનું નામ મેં સાંભળેલું હતું, પણ મારા જોવામાં તે આજજ આવ્યા છે. એમનુ નગ્ન પીશાચ સમુ શરીર જોઇને મારા મનને ભુજંગ સમાન ભય ઉત્પન્ન થાય છે. અને મારૂં મન

સ્થિર રહી શકતું નથી. સાધુના દર્શનથી તો ચિત્તમાં શાંતિ આવવી જોઇએ, પણ આ મહાત્મા વૈરાગ્યતીર્થને જોઇને મારૂં મન વિપરીત થઇ ગયેલું છે, અને સંકોચ પામતું જાય છે, ઉલટું શાંતિના સ્થાનમાં શંકા રૂપી શૂલ પેદા થયું, તેનું કારણ કે પૂર્વ જન્મના કૃતથી મારો આ સ્વભાવ બન્યો છે. આપ્રમાણે ચિતવૃત્તિનાં ખેદનાં વચન સાંભળીને તથા પોતાથી પ્રથમ ઉત્પન્ન થયેલી પોતાની મોટી બેન હોવાથી તેને વિવેકાશ્રમ કહેવા લાગ્યા કે હે કૃશાંગી ભયને તજી દો· અને જે મિથ્યા સુખ સ્વરૂપ છે, તેને જાણનાર તત્વ વેતાને ભય થતો નથી, કારણ કે તૈત્રેયી શ્રુતિમાં કહેલું છે કે આ. નંદ સ્વરૂપ આત્માને જાણનાર કોઇ પણ કદી ભયને પ્રાપ્ત થતો નથી, આજે તેં અનેક પ્રકારના સંશય કીધા છે, તે સર્વને હું તારા મનથી દૂર કરીશ, હે ભગીની જે વસ્તુ જેના અજ્ઞાનથી ઉપજી હોય, તે વસ્તુ તેના જ્ઞાનથી દૂર થાય છે. જેમ રજ્જુના અજ્ઞાનથી ઉપજેલો સર્પ રજ્જુના જ્ઞાનથી દુર થાય છે. તે પ્રમાણે તને પણ "અઘટીત ઘટના પટીયસી" એટલે જે ન ઘટતું હોય તેને પણ ઘટાડવામાં કુશળ એવું જે આપણા આત્મ સ્વરૂપનું અજ્ઞાનજ છે તેથી જ તને જીવ, ઇશ્વર, જગતના વિષયમાં સંશય સ્ફુરે છે, પરંતુ તે અજ્ઞાન અને તેનું કાર્ય જગત આત્મજ્ઞાનથીજ નિવૃત થાય છે એવું વેદાન્ત પારદર્શી મહાત્માઓનું કહેવું છે કે હે બહે આ કલ્પિત જગત્ જે છે, તે સ્વપ્ન સૃષ્ટિની

સમાન મિથ્યા જાણો, તેમાં બૃહદારણ્યક શ્રુતિ કહે છે કે હે અંહ જ્યારે પુરુષ સૈયામાં સુતા હાય, ત્યારે ત્યાં બીજું કોઇ હોતું નથી. ફકત પાતે એકલો જ હાય છે. પછી સ્વપ્ન અવસ્થામાં રથ, ઘોડા, રસ્તાઓ, રથમાં બેસવાવાળા સીવાય અનેક નગર, પહાડ, નદીઓ, સમુદ્રો, પૃથ્વી, આકાશ, પુશ્કરણી એટલે તલાવડીઓ, કમળો વીગેરે પદાર્થ આ સુતેલો પુરુષ મનમાં ચિંતવન કરીને રચે છે, તો તે સ્વપ્નના પદાર્થોમાં નિંદ્રા દોષ સહિત અજ્ઞાન વિના બીજું શું કારણ છે. આવું શ્રુતિ પ્રતિપાદિત દ્દષ્ટાંત છે. તેને વિચારો ને નિશ્ચય કરો કે સર્વ સ્વપ્નના પદાર્થો ભ્રાંતિથીજ ભાસેલા છે. બીજું સ્વપ્નમાં રંક પુરુષ રાજા થાય છે, તથા રાજા રંક બની જાય છે, સુતેલો હાય છે છતાં પોતાના નગરમાં અને મેરૂનાં શિખર ઉપર પોતાને જુએ છે. મનુષ્ય શરીરનું અભિમાન રાખી પુરુષ સુવે છે, અને સ્વપ્નમાં વાઘ બની જાય છે. અને વાઘના શરીરથી કરવાવાળી સર્વ ક્રિયાઓ પુરુષ સ્વપ્નમાં કરે છે, હે ચિતવૃતિ પરમાર્થ દ્દષ્ટિથી વિચાર કરીને તું જોઇશ તો સંપૂર્ણ સ્વપ્ન અજ્ઞાનથીજ ભાસેલું જણાશે. માટે અજ્ઞાનનું કાર્ય છે, જેમ ગંધર્વપુર ભાસવા માત્ર હાય છે, તેવું તું સ્વપ્નને પણ જાણ. નટડી આકાશમાં ચુરણ ફેંકીને ચાર પ્રકારની સેના બતાવે છે. તે જ પ્રમાણે હવે તું જાગૃતનો વિચાર કરીને જો. માયારૂપી જે નટડી છે તે નાના પ્રકારનું જે જાગૃત

[illegible]છે, એને રૂપ છે. તે વાસ્તવિકી છે જ નહિ. જો આ જગત અજ્ઞાનનું કાર્ય ન હોય તો જ્ઞાનથી આની નિવૃત્તિ થાય નહિ. એટલા માટે આ સંસારની નિવૃત્તિ જ્ઞાનમાર્ગથી જ થાય છે, એવું જે તમે પ્રથમ કહેલું છે તેનું સમર્થન કેમ કરતી નથી. આ જગત સ્વપ્નની સમાન જ છે. એવો નિશ્ચય કર. સ્વપ્ન મિથ્યા છે. તેમ જાગ્રત પણ મિથ્યા છે. મિથ્યાનું એ લક્ષણ છે કે જે વસ્તુની ઉત્પત્તિમાં જેટલો દેશ, કાળ, આદિ સાધન જોઈએ તેટલો હોય નહિ. અને તે વસ્તુ ભાસતી હોય તો તે મિથ્યા છે, એમ જાણો. સ્વપ્નના હસ્તી, પર્વતાદિને યોગ્ય જેટલો જોઈએ તેટલો દેશ પણ નથી. કારણ કે સ્વપ્ન તો હીતા નાડીમાં થાય છે. ત્યાં પર્વતાદિ શી રીતે સમાઈ શકે. અને તેટલો કાળ પણ નથી. કારણ કે સ્વપ્ન તો [illegible] અથવા ઘડીનું હોય છે. તેટલા સમયમાં હજારો [illegible]ના વાળા પર્વત તથા સેંકડો વરસમાં થવા વાળા હસ્તી આદિક ભાસે છે. માટે યોગ્ય કાળ કેમ ગણાય. એ પ્રમાણે પદાર્થને યોગ્ય દેશ, કાળ નથી. અને પદાર્થ ભાસે છે. માટે મિથ્યા છે. કારણ કે દેશકાળથી રહિત જે આત્મા તેમાં જરા પણ છીદ્ર નથી. તો ત્યાં આવડું મોટું જગત શી રીતે રહી શકે. માટે જગત મિથ્યા છે. એ શ્રુતિ સિદ્ધ સિદ્ધાંત છે. એમ

નિશ્ચય થયો. માટે હે ચિત્તવૃત્તિ ! સ્વપ્નમાં ઘણા પદાર્થોમાં ચીરકાળ સ્થાઇપણું, અનાદિપણું, સત્યપણું ભાસે છે; પણ તે બધો મહીમા અવિદ્યાનો છે, તેજ પ્રમાણે જગત મિથ્યા છે, છતાં સતપણું, સ્થાઇપણું, અનાદિપણું વિગેરે સર્વ માયાથી ભાસે છે, એમ સમજી જાગૃત, સ્વપ્નની સમ-તુલ્યતા નિશ્ચય કરો. ઇતિશ્રી વિવેકાશ્રમ તથા ચિત્તવૃત્તિના સંવાદમાં જગત મિથ્યા વર્ણન નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ. ॐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.



# અધ્યાય પાંચમો

પરમાત્માનું સ્મરણ કરીને આ પાંચમા અધ્યાયનું ગુજરાતી ભાષાંતર લખું છું. ચોથા અધ્યાયમાં અદ્વિતીય આત્માનો બોધ થવા સારૂ જગતનું મિથ્યાપણું સિદ્ધ કર્યું. કારણ કે જગતમાં મિથ્યાપણું ન સમજાય, ત્યાં સુધી આત્માનું અદ્વૈતપણું સિદ્ધ થતું નથી. હવે આ પાંચમા અધ્યાયમાં સ્થુણા ખનન ન્યાયથી ફરી આત્મબોધ દૃઢ કરવા સારૂ પદાર્થ શોધન પૂર્વક મહાવાક્યના અર્થનો સાર વિવેકાશ્રમ કહે છે. સ્થુણા ખનન ન્યાય તે કહેવાય કે જેમ પુરુષ ખીલો ઘાલે અને પછી તેને હલાવી જુએ, અને ઢીલો હોય તો ફરી ઠોકીને મજબુત કરે છે. તેમ ચિત્તવૃત્તિને પ્રથમ કરેલો ઉપદેશ સંશય યુક્ત હોય તો ફરી શ્રુતિ યુક્તિ પ્રમાણથી દૃઢ કરવા સારૂ વિવેકાશ્રમ બોલ્યા કે હે ચિત્તવૃત્તિ આત્માની ચૈતન્ય સ્વરૂપતામાં કોઈપણ જાતનો વિવાદ કરવો નથી. કારણ કે જે પુરુષ આત્માને જ્ઞાન સ્વરૂપ ન માને તો જગતમાં અંધ પ્રસંગ આવે, એટલે જગત તો જડ છે અને આત્માને જ્ઞાન રૂપ ન માનીએ તો પછી પ્રકાશ કોણ

કરે. પરંતુ ન્યાયશાસ્ત્રવાળા આત્માનું જે સ્વરૂપ જ્ઞાન છે. તેને આત્મ સ્વરૂપ ન માનતાં આત્માને આશરે રહેવાવાળો જ્ઞાન ગુણ છે એમ માને છે. પરંતુ જે ગુણ હોય છે. તે અનિત્ય હોય છે અને આત્માને તો શ્રુતિ નિત્ય સાક્ષી ચૈતન્ય અને નિર્ગુણ કહે છે. માટે તે જ્ઞાન આત્મ સ્વરૂપજ છે. પરંતુ તર્ક વડે કરીને અસંતોષી પુરુષ તેમાં વિવાદ કરે છે અને શ્રુતિ સિદ્ધાંતનો આશ્રય કરનાર વેદાંત શાસ્ત્ર રૂપી બગીચામાં રમણ કરનાર વિદ્વાન પુરુષોનો નિર્ણય છે, તેને તું શ્રવણ કર. અનેક શ્રુતિ આત્માને જ્ઞાન સ્વરૂપ પ્રતિપાદન કરી રહી છે. "વિજ્ઞાન આનંદ સ્વરૂપ બ્રહ્મ છે" બીજી શ્રુતિ "સત્ય સ્વરૂપ અને અનંત એટલે દેશ કાળ વસ્તુના ભેદથી રહિત બ્રહ્મ છે" અન્ય શ્રુતિ પ્રજ્ઞાન બ્રહ્મ છે. વળી શ્રુતિ કહે છે કે અત્ર કહીએ આ સ્વપ્ન અવસ્થામાં પુરુષ સ્વયં જ્યોતિ સ્વરૂપ છે. હે ચિતવૃત્તિ આ પ્રમાણે આત્માના ચૈતન્ય સ્વરૂપમાં અનેક શ્રુતિ પ્રમાણ છે. માટે શ્રુતિ સિદ્ધ આત્મા ચૈતન્ય સ્વરૂપ છે એમ તમે અંગીકાર કરો. અને તર્ક પ્રધાન બીજા મતોને છોડી દો. આત્માના જ્ઞાનપણામાં મેં શ્રુતિ કહી. હવે તને યુક્તિથી પણ આત્મા જ્ઞાન સ્વરૂપ છે. તે કહું છું. તે તું સાવધાન થઇને સાંભળ. જ્ઞાનને આત્માનો [illegible] માનીએ, તો જે

મૃત્તિકાને આધારે રહેવા વાળો ઘડો મૃત્તિકાથી જુદો કરેલો અનિત્ય છે તેમ જ્ઞાન આત્માને આશ્રય માનીએ તો અનિ- ત્યપણું પ્રાપ્ત થાય છે. માટે આત્મા જ્ઞાન સ્વરૂપ છે, એમ જ માનવું જોઇએ અને તર્ક વડે કરીને આત્મ વિષયની મતિને નષ્ટ ન કરવી જોઇએ. કઠ ઉપનિષદમાં યમરાજાએ કહેલું છે કે હે નચીકેતા અમારા ઉપદેશથી જે આત્મબુદ્ધિ તને પ્રાપ્ત થઇ છે તે બુદ્ધિને તું શુષ્ક તર્કથી નાશ ના કરીશ." શ્રુતિ અનુસાર જે તર્ક હોય છે તે તર્ક છે. બાકીના શ્રુતિ વિરૂદ્ધ શુષ્ક તર્ક કહેવાય છે. હવે ક્ષણિક વિજ્ઞાન વાદી બૌધના શિષ્ય યોગાચાર્ય જે છે તે ક્ષણ ક્ષણમાં ઉત્પત્તિ નાશ વાળી બુદ્ધિને આત્મા માને છે. તેમ તે પણ હે ચિત્તવૃતિ અસંગત છે ક્ષણિક મતમાં યોગ, મોક્ષ, નિવૃત્તિ, પ્રવૃતિ કોઇ પણ સિદ્ધ થતું નથી. પૂર્વે અનુભવેલા પદાર્થની સ્મૃતિ પણ સિદ્ધ થતી નથી. કારણ કે અનુભવ કરવાવાળો તો પ્રથમ ક્ષણમાં નાશ થઇ ગયો, તો પછી સ્મૃતિ કોને થાય. ભોજન કર્તાનો પ્રથમ ક્ષણમાં નાશ થયો, તો પછી તૃપ્તિ કોને આવશે. યજ્ઞ કર્તા તો પ્રથમ ક્ષણમાં નષ્ટ થઇ ગયો તો પછી સ્વર્ગ કોને પ્રાપ્ત થશે. અથવા કર્તા પ્રથમ ક્ષણમાં નાશ થઇ ગયો તો પછી મોક્ષ કોનો થશે. આ પ્રમાણે ક્ષણિક વિજ્ઞાનવાદમાં અનેક દોષ આવે છે. અને તેનાથી

કોઇ પ્રયોજન સિદ્ધ થતું નથી. અને વિજ્ઞાનવાદી એમ કહે કે જ્ઞાનનો ઉત્પત્તિ નાશ તો પ્રત્યક્ષ સર્વને અનુભવમાં આવે છે. જેમકે ઘટ જ્ઞાન ઉત્પન્ન થયું. અને પટ જ્ઞાન નષ્ટ થયું. એવી રીતે દરેક પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. અને પછી નાશ થાય છે. પછી બીજું જ્ઞાન ઉત્પન્ન થાય છે. તો તેના ઉત્તરમાં એમ સમજવું જોઇએ કે જ્ઞાન તો ઉત્પત્તિ નાશ થતું નથી. પણ જ્ઞાનની ઉપાધી રૂપ જે વૃત્તિ છે; તેનો ઉત્પત્તિ નાશ થાય છે. અને વૃત્તિનો ધર્મ ઉત્પત્તિ નાશ થવું; તે જ્ઞાનમાં ભાસે છે. માટે જ્ઞાન ક્ષણિક નથી. જેમ સફેદ સ્ફાટીક પાસે લાલ રંગની વસ્તુ મૂકીએ, તો તે લાલ રંગવાળો ભાસે છે. અને પીળા રંગની વસ્તુ મૂકવાથી સ્ફાટીક પીળો ભાસે છે. વાસ્તવથી સ્ફાટીક પીળો પણ નથી, અને લાલ પણ નથી. તેમ જ્ઞાન તો સદા એક રસ છે. બૃહદારણ્યક શ્રુતિ કહે છે કે બુદ્ધિ જ્યારે ધ્યાન કરે છે, ત્યારે આત્મા ધ્યાન કરતા જેવો દેખાય છે. અને બુદ્ધિ જ્યારે બીજી ચેષ્ટા કરે છે ત્યારે આત્મા અન્ય ચેષ્ટાવાળો જણાય છે. એટલા માટે હે ચિતવૃતિ ક્ષણિક વિજ્ઞાન સ્વરૂપ આત્મા નથી. પણ નિત્ય જ્ઞાન સ્વરૂપ છે. સર્વ વસ્તુનો પ્રકાશક છે. આત્મા પોતે સ્વયં પ્રકાશ છે. જેને કોઇ અનાત્મ વસ્તુ પ્રકાશ કરી શકતી નથી. આત્મા કોઇને મારતો નથી, અને પોતે મરતો પણ નથી. સર્વ બ્રહ્માંડમાં એવી કોઇ

વસ્તુ નથી કે જેમાં આત્મા ન હોય. એવો કોઇ દેશ નથી કે જ્યાં આત્મા ન હોય, તથા એવો કોઇ કાળ નથી કે જેમાં આત્મા ન હોય. આત્મા વ્યાંપક હોવાથી સર્વ દેશમાં છે. અને આત્મા નિત્ય હોવાથી સર્વ કાળમાં વિદ્યમાન છે. તથા આત્મા સર્વ વસ્તુઓનો આત્મા હોવાથી તમામ વસ્તુઓમાં પણ છે. અને મન તથા વાણીનો અવિષય હોવાથી શ્રુતિ તેને અસંગ કહે છે. અસંગ હોવાથી કોઇની સાથે સંબંધવાળો થતો નથી. જેમ આકાશ સર્વથી સંબંધવાળું છે, અને કોઇની સાથે સ્પર્શવાળું થતું નથી. તેમ આત્માને જાણવો. તથા આત્મા અપ્રમેય હોવાથી મનનો અવિષય છે. મનને વેદાંતશાસ્ત્રમાં પ્રમાણ રૂપ માન્યું નથી. કારણ કે જે પ્રમા જ્ઞાનનું કારણ હોય તે પ્રમાણ કહેવાય. અને કારણ તે કહેવાય કે જે કોઇ એકજ વસ્તુનું અસાધારણ કારણ હોય. જેમ નેત્ર ઇંદ્રિય રૂપના જ્ઞાનનું અસાધારણ કારણ નથી. પણ સર્વ જ્ઞાનમાં મન સાધારણ કારણ છે, અને પ્રમા જ્ઞાનનો આશ્રય છે. માટે મનમાં પ્રમાણપણું નથી. માટે આત્માને મન વિષય કરી શકતું નથી. જેને વાણી વિષય કરી શકતી નથી. મન પણ જ્યાં પહોંચી શકતું નથી. એવા સ્વયંજ્યોતિ સ્વરૂપ આત્માને ધર્મી સમાન કોણ બતાવી શકે એમ છે. શ્રુતિ પણ આત્માને જણાવતાં નેતી નેતી વાક્ય કહીને ચૂપ થઇ જાય છે. જેમ બાણાસુરની કન્યા ઓખાને સ્વપ્નમાં અનિરૂદ્ધનો

મેળાપ થયો અને તેના સ્વરૂપમાં એનું મન લગ્ન થઇ ગયું. હવે જાગ્યા પછી તેનો વિયોગ થયો. પછી ચીંતાથી દીન પ્રતિદીન શરીર શીથીલ થવા લાગ્યું ત્યારે તેની એક સખી ચીત્રલેખા હતી. તે ચિત્રકળામાં કુશળ હોવાથી દરેક રાજાઓનાં ચિત્ર ચીતરીને ઓખાને બતાવતી જાય, પણ તે જોઇને કહે કે આ નહિ, આ નહિ. એમ જ્યારે અંતમાં અનીરૂદ્ધનું ચિત્ર દેખાડ્યું, ત્યારે આ નહિ; એમ ન કહેતાં ચુપ થઇ ગઇ, ને મનમાં ખુશી થઇ ગઇ, ત્યારે સર્વ સખીઓએ જાણ્યું કે આજ એને પ્રિય છે. તેજ મુજબ શ્રૃતિ પણ શબ્દથી આત્માને કહેવામાં સંકોચ ખાય છે કારણ કે આત્મા કોઇ શબ્દનું વાચ્ય નથી. તેથી ગુરૂ તથા શ્રૃતિ શબ્દની લક્ષણાવૃત્તિથી આત્માને જણાવે છે અને અધિકારી મનની વૃત્તિ વ્યાપ્તિથી આત્માને જાણે છે. એવી કોઇ અતિ સુક્ષ્મવસ્તુ નથી, કે જેમાં ચિદાત્મા ન હોય. આત્માને તો શ્રૃતિએ સુક્ષ્મમાં સુક્ષ્મ અને મહાનથી પણ મહાન કહેલો છે. એટલા માટે આત્મા મનથી રહિત છે. અને સર્વ મનને પ્રકાશે છે. સર્વની બુદ્ધિ રૂપી ગુફામાં રહી સર્વનો નિયંતા છે. ઇશ્વર અને ગુરૂકૃપાથી જે આત્માને જાણે છે. તે પુરૂષ શોકથી રહિત થાય છે. વળી શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે કે આત્મા પગ રહિત છે, અને ચાલે છે. તથા હસ્ત રહિત છે, ને ગ્રહણ કરે છે. નેત્રથી રહિત છે, અને રૂપને જુએ છે. કાન વગરનો છે, અને

શબ્દને સાંભળે છે. સકળ વસ્તુને જાણે છે, અને તેને કોઈ જાણતું નથી. કારણથી રહિત છે. પુરુષ છે. મહાન એટલે વ્યાપક છે. એમ તત્ત્વવેત્તા કહે છે. વળી કેન ઉપનિષદમાં કહેલું છે કે જે શ્રોત્રનું શ્રોત્ર છે. ચક્ષુનો ચક્ષુ છે. મનનું મન છે. પ્રાણનો પ્રાણ છે. એવા આત્માને જાણીને ધીરા કહીએ બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન અધિકારી પુરુષ મુક્તિને પામે છે. ફરી કેન ઉપનિષદમાં કહે છે કે આત્મા વિદિત એટલે જાણેલી વસ્તુથી અને નહિ જાણેલાં વસ્તુથી ન્યારો છે. કૃત તથા અકૃતથી પણ જુદો છે. જે પુરુષ મન વાણીનો વિષય કરીને મેં આત્માને જાણ્યો, એવું કહેનાર પુરુષ આત્માને જાણતો નથી; કારણ કે આત્મા તો સર્વદા કાળ દૃષ્ટા છે. કદી દૃશ્ય ભાવને પ્રાપ્ત થતો નથી. તો પછી તે અંતઃકરણની વૃત્તિ રૂપ જ્ઞાનથી શી રીતે જણાય એમ છે. આત્મા તો જ્ઞાનનું સ્વરૂપ છે. જ્ઞાતા જ્યારે પોતાનું બાધ સમાનાધિકરણ કરે તો પોતાનું સ્વરૂપ જે બાધનું અધિષ્ઠાન કુટસ્થ બ્રહ્મ સ્વરૂપ તેને જાણે, અને જ્યાં સુધી ગુરુદ્વારા બ્રહ્માવૃત્તિથી બાધ સમાનાધિકરણ થયું નથી, ત્યાં સુધી હજારો વર્ષ અભ્યાસ કરે, તો પણ વિચારની પ્રાપ્તિ સિવાય આત્મ સ્વરૂપ અનુભવમાં આવતું નથી. કારણ કે તે કોઈનો વિષય નથી અને તેને જાણું પણ છે. માટે આ આત્મસ્વરૂપને જાણનાર

આશ્ચર્યરૂપ છે. અને આત્માને પ્રાપ્ત કરનાર પણ કુશળ હોય છે. તો હે શોભન દૃષ્ટિવાળી ચિતવૃતિ ! આ પ્રમાણે ભુમા એટલે સર્વમાં નિરપેક્ષ વ્યાપક સ્વરૂપ જે બ્રહ્મ છે, તેને પોતાનું સ્વરૂપ જાણ. હે ચિતવૃતિ આવી રીતે ઉપદેશ કરતાં છતાં પણ આત્મસ્વરૂપ સમજણમાં આવવું દુર્લભ છે. માટે જે પુરૂષ ઇશ્વરની મરજી મુજબ ગુરૂની ઉપાસના કરવામાં તત્પર છે; તેને આત્માનો પ્રકાશ બુદ્ધિમાં થાય છે. હે ચિત્તવૃત્તિ ફરીથી પણ કેનશ્રૃતિ અનુસાર આત્માનો ઉપદેશ કરૂં છું, તે તું સાવધાન થઈને સાંભળ, શામવેદની તવલકાર શાખાના બ્રાહ્મણો કહે છે કે જેને વાચા વદી શકતી નથી, અને જે વાણીને પ્રકાશવા વાળું અંતઃકરણ ઉપહીત ચેતન છે, તેનેજ તુ બ્રહ્મ જાણ. અને આ તારા આત્માથી જુદુ જાણી જેની જેની તું ઉપાસના કરે છે; છે. તે ઇશ્વર આદિ બ્રહ્મ નથી. તેજ પ્રમાણે મન જેને જાણી શકતું નથી. અને મનને જે પ્રકાશે છે. તે બ્રહ્મ છે. તથા ચક્ષુ જેને જોઇ શકતુ નથી અને ચક્ષુને જે પ્રકાશે છે. તે બ્રહ્મ છે. તેમ શ્રોત્ર ઇંદ્રિય જેને સાંભળી શકતી નથી. અને શ્રોત્રને જે પ્રકાશે છે. તે બ્રહ્મ છે તેમજ ઘ્રાણેંદ્રિય એડલે નાસીકા જેને સુંઘી શકતી નથી. અને ઘ્રાણેંદ્રિયને જે પ્રકાશે છે તેજ બ્રહ્મ છે. તાત્પર્ય એમ છે કે જે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર તથા પાંચ જ્ઞાનેંદ્રિયનો જે વિષય થતો નથી. અને

આ અંતઃકરણ તથા ઇંદ્રિય આદિ સંઘાતને પ્રકાશ વાળું અંતઃકરણ ઉપહીત જે ચેતન છે તેજ તારૂં આત્મા સ્વરૂપ બ્રહ્મ છે. કારણ કે બ્રહ્મ વ્યાપક છે. તો પછી મારા અંતઃકરણમાં છેજ અને તેજ મારો આત્મા છે. એવો નિશ્ચય કરો. પોતાના આત્મા સિવાય બીજી કોઇ જગ્યાએ બ્રહ્મનો અનુભવ થઇ શકે નહિ. કારણ કે ભગવાન ગીતાગાં કહે છે કે હું જ્ઞાનીનો આત્માછું. અને જ્ઞાની મારો આત્મા છે. માટે આત્માજ બ્રહ્મ છે. અને તે બ્રહ્મ અનાદિ ગત એટલે બુદ્ધિથી જાણવામાં આવે તેમ નથી. અને જે પુરૂષ બ્રહ્મ રૂપ આત્માને અધિગત એટલે મેં આત્માને જાણ્યો તેમ માને છે તે જાણતો નથી. એટલા માટે આત્માને શ્રૃતિ આશ્ચર્ય રૂપ વખાણે છે વળી ઐતરીય ઉપનિષદ જેમ આત્માને કહેછે તે તું સાંભળ. અંતઃકરણની જેટલી જેટલી વૃતિઓ ઉઠેછે. જેવીકે. મેધા એટલે શાસ્ત્રના અર્થ ધારણ કરવા વાળી વૃત્તિ. દૃષ્ટિ એટલે રૂપોને દેખવાવાળી મનની વૃત્તિ. ભુતી, રોગાદિનો અનુભવ કરનાર વૃત્તિ. સંજ્ઞાન એટલે સમ્યક જ્ઞાન રૂપ વૃત્તિ. ધૈર્ય, આપદ્ કાળમાં મનની સ્થિરતા, સ્મૃતિ અનુભવ કરેલા પદાર્થોનું સ્મરણ, સંકલ્પ, અસમ્યક વસ્તુમાં સમ્યકપણાની કલ્પના. વિજ્ઞાન એટલે આ આરાથી શ્રેષ્ઠ છે. એવી વિવેક વૃત્તિ. એ પ્રમાણે આગળ પણ ઉપનિષદમાં લખ્યા મુજબ જે જે વૃત્તિ ઉઠે છે. તે તમામ

વૃત્તિઓથી ઉપાધિવાળો આત્મા ભાસે છે. અને વિવેક દૃષ્ટિથી જોઇએ. તો આત્મા વૃત્તિ ધર્મથી રહિત છે. શરીર, ઇંદ્રિય, મન, પ્રાણ, આદિ ધર્મથી રહિત છે. તથા પરિચ્છિન્નપણાથી રહિત છે. તથા પરિણામ એટલે માપવામાં ન આવે તેવો છે. તે આત્મા બ્રાહ્મણાદિ ચાર વર્ણવાળો નથી. સંન્યાસાદિ ચાર આશ્રમવાળો નથી. દ્વૈત રહિત છે. અંશથી રહિત છે. નિરાકાર છે. સજાતિ, વિજાતિ, સ્વગત ભેદથી રહિત છે. આનંદ સ્વરૂપ છે. પર પ્રકાશથી રહિત છે. ઉપમાથી પણ રહિત છે. પંચ ભૂતોથી રહિત, મનથી ભિન્ન, મનોવૃત્તિથી રહિત. બાહ્યાંતર ભાવથી રહિત છે. મતલબકે બૃહદારણ્યમાં યાજ્ઞવલ્કય ઋષિએ ગાર્ગી પ્રતિ જે આત્માનું વર્ણન કરેલું છે, તે સંપૂર્ણ શ્રુતિ અર્થ ઉપર આવી ગયો. અર્થાત આત્મા નિષેધ ધર્મોથી તથા વિધેય ધર્મથી રહિત છે, કારણ કે તે બધા ધર્મો આત્મામાં કલ્પિત છે. અને કલ્પિતનું અધિષ્ટાન સત્યજ હોય, માટે ધર્મનો આરોપ કરી શ્રુતિ સર્વ ધર્મનું લક્ષણાવૃત્તિથી લક્ષ જણાવે છે. વળી શ્વેતાશ્વતર શ્રુતિ આત્માને સ્ત્રી વિભાગથી રહિત બતાવે છે. જાતિથી રહિત છે. ઉદય અસ્તથી રહિત છે. સ્તુતિ અને નિંદાનો વિષય નથી. કારણ કે ગુણદોષથી રહિત છે. તથા જીવપણાથી અને ઇશ્વરપણાથી રહિત છે. નિરૂપાધિક છે. શુદ્ધ છે, દેશકાળ અને વસ્તુભેદથી રહિત

છે. શુધ્ધ આત્મા, શુદ્ધ સતોપ્રધાન માયા ઉપાધિથી ઈશ્વર ભાસે છે. અને મલિન સતોગુણ અવિદ્યા ઉપાધિથી જીવ ભાસે છે. માયા તથા અવિદ્યા સત અસતથી વિલક્ષણ અનિર્વચનીય છે. સત તો એમ નથી કે જ્ઞાનથી બાધ થઇ જાય છે. અસત એમ ન કહેવાય કે ભાસે છે. અને અનિર્વચનીય તે કહેવાય કે જે સત અસતથી વિલક્ષણ એટલે બાધ યોગ્ય અને સ્વરૂપવાળું હોય. તેમજ અવિદ્યા અને ચેતનનો સંબંધ પણ અનિર્વચનીય છે. ભાષ્યકાર ભગવાન પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય સ્વામિ અવિદ્યાની નિવૃત્તિ અધિષ્ઠાન રૂપ કહે છે. અને અદ્વૈત વિદ્યાચાર્ય અવિદ્યા તત્કાર્યની નિવૃત્તિ અધિષ્ઠાનથી ભિન્ન અનિર્વચનીય અભાવ રૂપ માને છે. અને અનિર્વચનીય અભાવ માન્યો, એટલે દ્વૈતની પ્રાપ્તિ પણ થતી નથી. પણ સિદ્ધાંત પક્ષ તો એજ છે કે જગતની નિવૃત્તિ અધિષ્ઠાન રૂપજ છે. જેમ સર્પની નિવૃત્તિ રજ્જુ રૂપ છે. જેવો યક્ષ તેવી પૂજા, જેવી અવિદ્યા તેવીજ અનિર્વચનીય તેની નિવૃત્તિ એમ માની અધિષ્ઠાનથી ભિન્ન અભાવ રૂપ માની છે. સાર ગ્રાહીને બને સમાન છે. હે ચિત્તવૃત્તિ સૃષ્ટિની ઉત્પત્તિથી પ્રથમ આ જગત અવ્યાકૃત રૂપ હતું. અહીં અવ્યાકૃત શબ્દથી માયા અથવા અજ્ઞાન સમજવું. જેમ વટવૃક્ષ આપણી ઉત્પત્તિથી પહેલાં બીજ રૂપ હતું. આમાં નૈયાયિકનું માનવું આમ છે કે સૃષ્ટિની

ઉત્પત્તિથી પ્રથમ જગત અભાવ રૂપ હતું, અને તે અભાવથી જગત ઉત્પન્ન થયું. આ પ્રમાણે નૈયાયિક મતવાળા અભાવથી જગતની ઉત્પત્તિ માને છે. પણ તે શ્રુતિ સ્મૃતિ અને વ્યાસ સૂત્રથી વિરૂદ્ધ છે. શ્રુતિ, છાંદોગ્યમાં શ્વેતકેતુ પ્રતિ ઉદ્દાલક ઋષિએ કહેલી છે કે હે પુત્ર જગતની ઉત્પત્તિથી પૂર્વે જગત સતરૂપ હતું. અભાવ રૂપ નહતું. સ્મૃતિ તે છે કે ગીતાના બીજા અધ્યાયમાં ભગવાન કહે છે કે હે અર્જુન અસત વસ્તુનો ભાવ હોતો નથી. અને સતનો અભાવ થતો નથી. તથા સુત્રમાં એમ કહેલું છે કે અસતથી ઉત્પત્તિ કેવી રીતે બની શકે વારૂ. કેમકે તેવું કોઇ દૃષ્ટાંત નથી. જેમ વડની ઉત્પતિ પહેલાં બીજમાં વડનો અભાવ માનીએ, તો તે અભાવથી જેમ વડ થાય છે. તેમ તે અભાવથી આંબો કેમ ન થાય. કારણ કે બીજમાં જેવો વડનો અભાવ છે, તેવો આંબાનો અભાવ પણ પડેલો છેજ. માટે કારણમાં કાર્યનો સત્વ સૂક્ષ્મરૂપે હોય છે. અને તેમાંથી ઉપજે છે. પછી તેને પરિણામ વાદી એટલે સત્કાર્ય વાદી સત્યરૂપથી માને અગર વેદાંતિ તે કાર્યના સતને અનિર્વચનીય માયા રૂપ માને તે વાત જુદી છે. પણ કારણમાં કાર્ય સુક્ષ્મ રૂપે રહે છે. કાર્યનો અભાવ નથી.

એ પ્રમાણે શ્રુતિ મત માનવાથીજ સર્વ શંકાઓની નિવૃત્તિ થાય છે. હે ચિત્તવૃત્તિ ચેતનને આશારે રહેલી જે આવણા એટલે અવ્યાંકૃત, માયા, પ્રકૃતિ, અજ્ઞાન, એ નામ

એક જ અર્થનાં વાચક છે. તેનાથી ઉપાધિવાળું ચેતન જગતનું કારણ બને છે. અને ઇશ્વર શબ્દનું વાચ્ય કહેવાય છે. તે ઇશ્વર સ્વતંત્ર છે સર્વજ્ઞ છે. અને જગત યોની છે. વશી એટલે સર્વને વશીકાર કરનાર છે. સકલના નિયંતા છે. અધિષ્ઠાન રૂપથી સર્વનાં સ્થિત છે. સર્વને ઉપાસના કરવાને યોગ્ય છે. એવું શ્વેતાશ્વતર શૃતિમાં કથન કરેલું છે અને હે ચિત્તવૃત્તિ તેજ શુદ્ધ ચેતન. જ્યારે સમષ્ટિ બુદ્ધિ ઉપાધિને પામે છે ત્યારે હિંરણ્ય ગર્ભ કહેવાય છે. હિરણ્ય ગભ શબ્દનો એવો અર્થ થાય છે કે હિરણ્ય નામ જ્ઞાનનું પ્રતિબીંબ જેના ગર્ભનામ વચમાં હોય તે હિરણ્ય ગર્ભ કહેવાય. અને તેજ ચેતન જ્યારે સમષ્ઠિ પ્રાણુ ઉપાધિવાળું થાય છે, ત્યારે સૂત્રાત્મા કહેવાય છે. તે હિરણ્ય ગર્ભની વેદમંત્રોથી પુંજા કરાય છે. હે કમલનેત્રે જેમ કરોળીઓ પોતાના શરીરમાંથી તંતુ પસારે છે. તથા જેમ બળતા અગ્નિથી તણખા નાકળે છે. અને જેમ પૃથ્વીમાંથી વનસ્પતી ઉપજે છે, તથા જેમ ચેતન પુરૂષથી વાળ અને રૂવાટાં ઉપજે છે. તેવીજ રીતે પરમાત્માથી નાના પ્રકારના જડ ચેતન પદાર્થો ઉત્પન્ન થાય છે. એવું માંડુક ઉપનિષદનું શ્રૃતિ વાક્ય કહે છે. તથા તૈતિરીય શ્રૃતિ વાક્ય કહે છે કે તે પરમાત્મા સૃષ્ટિ રચીને અંદર જીવ રૂપથી પ્રવેશ કરતા હતા. એટલે એમ સિધ્ધ થયું કે

આત્મા સર્વ જગતનું ઉપાદાન અને નિમિત કારણ પોતે એક જ છે. જેમ સાંખ્યશાસ્ત્રવાળાઓ પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માને છે, તથા પુરૂષને નિમિત કારણ માને છે. ન્યાયવાળા પરમાણુને જગતનું ઉપાદાન કારણ માને છે, ને ઇશ્વરને નિમિત કારણ માને છે. તેમ વેદાંતમાં જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે. ઉપર જેમ મુંડક શ્રુતિ અનુસાર કરોળીઆ આદિનાં દૃષ્ટાંત આપેલાં છે તેવી રીતે ઇશ્વર જગતનું કારણ-થાય છે. એટલે એમ સિદ્ધ થયું કે આ સંપૂર્ણ જગત ચેતનસ્વરૂપ આત્મામાં માયાસ્વરૂપથી ભાન થાય છે. બ્રહ્માથી લઇને સૂકર, કુકર, કીડી વિગેરે સર્વ શરીર આપણા આત્માના વિવર્તરૂપ માયાથી ભાસે છે. એટલે સઘળું જગત ચેતનનું વિવર્ત છે. અને માયાનું પરિણામ છે. માટે હે ચિત્તવૃત્તિ અવિદ્યક અને દુઃખદાયક જગતની દૃષ્ટિ ત્યાગીને આત્મદૃષ્ટિ કરો. જેમ સર્પ દૃષ્ટિ કરવાથી દુઃખ પ્રાપ્ત થાય છે. અને રજ્જુ દૃષ્ટિ કરવાથી સુખ થાય છે. તેમજ સર્વ આત્મદૃષ્ટિથીજ સુખ પ્રાપ્ત થશે. માટે આત્માને આશરે રહેલું જે અજ્ઞાન તેને શ્રુતિ શ્રવણથી ઉત્પન્ન થયેલી બ્રહ્મવિદ્યા છે, તે નિવૃત્ત કરે છે. શુદ્ધ ચેતન અજ્ઞાનનું નાશક નથી, પણ ઉલટું સાધક છે. જેમ સુષુપ્તિમાં અજ્ઞાન છે, અને તેનું પ્રકાશક સામાન્ય ચૈતન્ય છે; છતાં અજ્ઞાનની નિવૃત્તિ કરતું નથી. તેજ મુજબ સામાન્ય ચેતન્ય અજ્ઞાનનું નાશક નથી. માટે મહાવાક્યના શ્રવણથી ઉત્પન્ન

થયેલી અહંબ્રહ્માસ્મિ આવી વૃત્તિ અજ્ઞાનની બાધ કરવા વાળી છે. ઘટાકાર વૃત્તિથી ઘટના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, તેમજ બ્રહ્માકાર વૃત્તિથી બ્રહ્મના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. આ પ્રમાણે વિવેકાશ્રમનો ઉપદેશ શ્રવણ કરીને ચિત્તવૃત્તિ બોલી કે હે ભ્રાતા તમે જે ચેતનને આશરે રહીને ચેતનને વિષય કરવાવાળું અજ્ઞાન માન્યું તેમાં કોઇ પ્રમાણ તો કહ્યું નથી, માટે કૃપા કરી અજ્ઞાન વિષયક પ્રમાણને સંભળાવો. આવું સાંભળીને વિવેકાશ્રમ હર્ષ પામીને ચિત્તવૃત્તિ પ્રતિ કહેવા લાગ્યા કે હે ચિત્તવૃત્તિ અજ્ઞાન વિષે બહુ શ્રુતિ પ્રમાણ તને સંભળાવું છું. તે તું સાંભળ. બૃહદારણ્યક શ્રુતિ કહે છે કે ઇન્દ્ર એટલે પરમાત્મા પોતાની માયાથી બહુ રૂપ થઇ ગયેલા છે. શ્વેતા શ્વતર શ્રુતિ કહે છે કે માયાને જગતનું ઉપાદાન કારણ જાણો; ને માયા ઉપહિત ચેતનને મહેશ્વર છે એમ જાણો. વળી બીજો વેદ મંત્ર કહે છે કે હે લોકો; જેમણે આ ભુવનોને રચ્યાં છે; તેને ન જાણીને તમે જીવ ભાવને પામીને અવિદ્યાથી આવૃત થયેલા તમે પેટ ભરવાને માટે નિત્ય પ્રતિ અનૃત વ્યવહાર કરો છો, અને જન્મ મરણને પ્રાપ્ત થાઓ છો. હે ચિત્તવૃત્તિ આ પણ મંત્ર અવિદ્યામાં પ્રમાણ રૂપ છે. બીજી શ્વેતાશ્વેતર શ્રુતિ કહે છે કે એક અજા એટલે ઉત્પતિથી રહિત હોવાથી અનાદિ માયા છે તે રજ–તમ ને સત્વ ત્રણ ગુણ વાળી છે,

અને બહુ પ્રકારની પ્રજાને સજનારી છે, તથા ભગવદ ગીતામાં કહે છે કે હે અર્જુન આ ત્રણ ગુણવાળી દેવી એટલે દેવને આશરે રહેવાવાળી માયા દુસ્તર છે. જે મારા શરણને પામે છે, તેજ માયાને તરી શકે છે. એ પણ ભગવત વાક્ય માયામાં પ્રમાણ છે. તથા ગીતાના પાંચમા અધ્યાયમાં ભગવાન કહે છે કે હે અર્જુન આ જીવ અજ્ઞાનથી આવૃત છે, તેથી મોહને પામે છે; અને જ્યારે આત્માના જ્ઞાનથી તે અજ્ઞાન દુર થાય છે; ત્યારે મને આત્મ સ્વરૂપથી જાણે છે. તેથી હે ચિતવૃતિ ? આ પ્રમાણે અજ્ઞાનમાં અનેક શ્રૃતિ સ્મૃતિ પ્રમાણ છે અને માયાથીજ આત્મા નાના પ્રકારના ભેદવાળો દેખાય છે. વાસ્તવ તો આત્મા એકજ છે. તેમાં શ્વેતાશ્વેતર શ્રૃતિ કહે છે કે એક દેવ એટલે સ્વયંપ્રકાશ સ્વરૂપ આત્મા સર્વ ભૂતમાં ગુઢ એટલે અવિધાથી ઢંકાઇને રહેલો છે. સર્વ ભૂતોનો અંતર આત્મા છે; એટલે અધિષ્ઠાન રૂપ છે. તથા સાક્ષી છે, એટલે પરિણામ વ્યવધાનથી રહિત સર્વને દેખવાવળો છે. નિર્ગુણ છે, નિષ્ક્રીય છે; વળી બીજી શ્રુતિ કહે છે કે સર્વ ભૂતોનો જે એક આત્મા છે; તે નાના ઉપાધિથી જળમાં જેમ ચંદ્રનાં નાનાં પ્રતિબીંબ પડે છે; તેમજ આત્મા પોતાનાં પ્રતિબીંબ જીવોથી નાના રૂપ થઇને ભાસે છે. જેમ દુધમાં ઘી ગુપ્ત રહેલું છે; તેમજ આત્મા ભૂતોમાં ગુપ્ત રહેલો છે. દુધ મેળવી વલોવવાથી ઘી

નીકળે છે; તેમ વિવેક વાળી બુદ્ધિથી મનને મંથા બનાવી આત્મા જાણી શકાય છે. અને આનંદની પ્રાપ્તિ થાય છે. હે ચિત્તવૃત્તિ! જે બ્રહ્મ મેં તને પૂર્વે કહ્યું; તે નિર્ગુણ ચેતન સ્વરૂપ છે. તે અવિદ્યા વડે કરીને નાના આકાર ભાસે છે. જેમ ઇંદ્રજાલીની માયાથી મોહિત થયેલા ગમાર લોક મદારીનાં બતાવેલાં નાનાં ચિત્ર આકાશમાં જોઇ સત્ય માને છે; તેમ અજ્ઞાની પુરૂષ આ અવિદ્યાત્મક જગતને સત્ય માને છે. જેમ એક ઘડાની આજુબાજુ ઘણા સ્ફાટીકો મૂકેલા હોય, તો તેમાં જેટલા સ્ફાટીક મૂકેલા હોય, તો તેમાં જેટલા સ્ફાટીક તટલાં ઘટનાં પ્રતિબીંબ ભાસશે. તેથી ઘટ એક છતાં ઉપાધિથી નાના ભાસે છે. બીજુ દૃષ્ટાંત છે કે જેમ નાના ઘડાઓથી એક જ આકાશ નાના ઘડાકાશ રૂપથી ભાસે છે. તેમજ માયાથી આત્મા નાના રૂપવાળો ભાસે છે. એકજ ચેતન અહંકાર રૂપી દર્પણમાં પ્રતિબીંબીત થઈ જેટલા દેવ મનુષ્યાદિના અહંકાર તે મુજબ નાના રૂપથી ભાસે છે. અને પોતે તો અસંગનો અસંગ છે. કોઇની સાથે વાસ્તવ સંબંધવાળો થતો નથી. અને આ આત્મદેવ પોતાની અવિદ્યાથી અહંકારની સાથે અવિદ્યાત્મક સંબંધવાળો થઇને કર્ત્તા ભોક્તાપણાને પામીને પ્રમાતા કહેવાય છે. અને સંપૂર્ણ અહંકારના ધર્મ પોતાના આત્મામાં દેખે છે. અને પોતાનું અસંગ સ્વરૂપ ભુલી જાય છે. અને બહુ પ્રકારની

યોનીઓમાં જન્મમરણુ રૂપી દુ:ખને ભોગવે છે. જેમ અગ્નિ લોઢાની સાથે તાદાત્મ્ય પામીને લોઢાની સાથે હથોડા ખાય છે. તેમજ આત્મા પણુ પોતાને શુધ્ધ સ્વરૂપથી ભૂલી સંસાર દુ:ખને ચિદાભાસની સાથે એકતા માનીને ભોગવે છે. હે ચિતવૃતિ અવિદ્યાનો પ્રભાવ મહાન છે. અને મુનિ લોક અવિધના મહિમાને આશ્ચર્ય રૂપ વર્ણન કરે છે. અને તે અવિદ્યાથી પુરુષ, સુત, દારા આદિના દુ:ખોને પોતામાં માને છે. એટલે એમ સજવાનું છે. કે અહંકારની સાથે મળેલું ચેતન જીવભાવને પમે છે. અને કામ, ક્રોધ, ઈર્ષા આદિ અંતઃકરણુના તાદાત્મ્ય અધ્યાસથી પોતાના આત્મ સ્વરૂપમાં માને છે. વિચાર દૃષ્ઠિથી જોઈએ તો જીવ ચેતન સ્વરૂપજ છે. અને અહંકાર એટલે સ્થુળ, સુક્ષ્મ અને કારણુ શરીર સહિત જે ચિદાભાસ છે; તે તો માયાથી ભાસે છે. જેમ મૃતિકામાં ઘડો ભાસે છે. અને જ્યારે મૃતિકાનો અને ઘડાનો વિચાર કરવા લાગીએ, ત્યારે વસ્તુ તો મૃતિકા સિદ્ધ થાય છે, અને ઘડો તો અ વસ્તુની સતત્વ, મિથ્યા, કલ્પિત, અધ્યસ્ત વાચારંભણુ ભાસવા માત્રજ કહેવાય છે. તેજ પ્રમાણે તત્વ-વેત્તા મહાપુરૂષોની સાથે મળીને આપણે આત્માનો અને જીવનો અને જગતનો તથા ઇશ્વરનો વિચાર કરીશું ત્યારે જીવ, ઈશ્વર, જગત, આત્મામાં વાચારંભણુજ ભાન થશે. એવું ઉદ્દલક ઋષિએ મૃતિકા, સુવર્ણ અને લોહનાં ત્રણ

દૃષ્ટાંતો આપીને જેમ કારણનો વિચાર કરીએ તો તેમાં કાર્ય વાચારંભણ માત્રજ છે; એવું શ્વેતકેતુને ઉપદેશેલું છે. તેજ પ્રમાણે સર્વ જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ ઇશ્વર છે. તે ઇશ્વર માયા વિશીષ્ટ ચેતન કહેવાય છે. માટે ઇશ્વર વિશ્વરૂપમાં માયા અને ચેતન બંને છે. તેમાં દરેક પદાર્થોનાં અસ્તિ, ભાતિ, પ્રિયપણું ચેતનનું છે. અને નામ રૂપ માયાએ રચેલાં છે. એટલે એવું સમજો કે શુધ્ધ ચેતનને આશરે માયા રહે છે. તે માયા ચેતનની સત્તાથી સત્તાવાળી છે. પોતાની સત્તાવાળી માયા વેદાંતમાં માની નથી. એટલે માયા પોતાની સત્તાવગરની છે. તે જ્યારે જ્યારે કાર્ય રચે છે; ત્યારે ત્યારે તે કાર્યની અંદર સત્તા પણ ચેતનની રાખે છે. અને નામ રૂપ પોતાની સત્તાથી નવીન રચે છે. જે જે નામ રૂપની રચનામાં અંતઃકરણ હોય ત્યાં ત્યા ચેતનનું પ્રતિબીંબ પડવાથી જીવપણાનું ભાન થાય છે. બીજાં નામ રૂપો અંતઃકરણ વગરનાં હોવાથી તેને આપણે જડ કહીએ છીએ. હવે અહીંઆં એમ સમજો કે જે માયાએ રચેલું જગત્ છે તે સર્વ જગતમાં સત્તા સ્ફુર્તી તો ચેતનની છે. અને નામ રૂપ માયાનાં પોતાનાં છે. વિવેકદૃષ્ટિથી જોનારને ચેતન સ્વરૂપ જે છે, તે પોતાનો આત્મા છે. માટે જીવમાં જુઓ; ચાહે જડમાં જુઓ; ચાહે ઇશ્વરમાં જુઓ; ચૈતન્ય તો સર્વ અધિષ્ઠાનરૂપ આશ્રય છે; તે એકજ છે. અને તે

સિવાય તો ચેતનને આશરે ભાસમાન જે જીવ, ઇશ્વર, જગત છે તે માયાનું સ્વરૂપજ છે. આત્મા ચેતન છે, વ્યાપક છે. સર્વનો આત્મા છે. જેટલી જેટલી બુદ્ધિ કલ્પના કરે છે; ત્યાં ત્યાં સત્તા સ્ફુર્તી આત્માનીજ છે. તે સિવાય બુદ્ધિની સિધ્ધિ થતી નથી. જે જે પદાર્થોને આપણે છે એમ કહીએ છીએ. તે છે પણું તો આપણું સ્વરૂપ છે, પણ વગર વિચારે નામ રૂપમાં છે પણું ભાસે છે. આપણા આત્માના હોવાથી જીવ, ઈશ્વરને જગતનું હોવું છે. આત્માના ભાનથીજ જીવ, ઈશ્વર, અને જગતનું ભાન છે. દ્રષ્ટાંતમાં જેમ મૃતિકાના હોવાથી ઘડાનું હોવું અને મૃતિકાના ભાનથીજ ઘડાનું છે. માટે વિચાર વાનની દ્રષ્ટિ જે જે નામ રૂપ ઉપર ચાલી જાય છે, તે તે નામ રૂપમાં તેની વિવેકવાળી બુદ્ધિ બ્રહ્મનેજ જુએ છે; અને નામ રૂપને બાધ કરી દે છે. એ વાત જ્ઞાનવાનને અનુભવ ગમ્ય છે. પરંતુ આ પ્રમાણેનો આત્મ વિવેક સર્વને શાસ્ત્ર ભણવા માત્રથી થતો નથી. જ્યારે પુરુષ તપ કરીને બ્રહ્મચર્યાદિ ચતુષ્ઠય સાધન સંપત્તિવાળો થાય છે; ત્યારે તેને આત્માના શ્રવણની જીજ્ઞાસા થાય છે. માટે બ્રહ્મલોક પર્યંતના પદાર્થોમાં ત્યાગબુદ્ધિ તથા નૃપાદિ પદોમાં જેમની તુચ્છ બુદ્ધિ થઇ ગયેલી છે. એવો જે વશીકાર સંજ્ઞા નામનો વૈરાગ્ય જેને સંપ્રાપ્ત થયો છે. તેને અંતઃ-કરણમાં બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે. બાકીના પુરૂષો તો જે

સમજવા માટે પુસ્તકો ભણ્યા અને સાધનોથી રહિત છે; તેમને હૃદયમાં બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થતી નથી. બ્રહ્મવિદ્યા તપવાળા પુરુષોમાં, સત્યવાળા પુરુષોમાં, વૈરાગ્યવાળા પુરુષોમાં નિવાસ કરે છે. માટે હે ચિતવૃતિ તું પણ આત્મ સાક્ષાત્કારને માટે સાધન સંપન્ન થઇને મારૂ કહેવું સાંભળ. આ આત્મા તો વસ્તુતાથી અસંગ, નિર્વિકાર, નિત્ય અને સુખની અવધિ છે. ઉપમાથી રહિત છે. અને સર્વનો પ્રકાશક છે. આ પ્રમાણે યતિવરની વાણી સાંભળીને ચિતવૃતિ શાંતિને પ્રાપ્ત થઈ. અને નિત્ય, ચેતન અને આનંદ સ્વરૂપ આત્માને પોતાના અનુભવથી શ્રૃતિથી તથા યુકિતથી નિશ્ચય કરીને નિસંશયતાને પ્રાપ્ત થઈ. ઈતિશ્રી મહાત્મા વિવેકાશ્રમ તથા ચિતવૃતિના સંવાદમાં સ્થુણાખનન ન્યાયથી આત્મ ઉપદેશ નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. ૐ શાંતિ, શાંતિ, શાંતિ. શ્રીકૃષ્ણાર્પણ મસ્તુ.



# અધ્યાય છઠ્ઠો



શ્રી ગુરૂના બંને ચરણ કમલને નમસ્કાર કરીને છઠ્ઠો અધ્યાય ગુજરાતી ભાષામાં લખું છું પાછળના અધ્યાયમાં શ્રુતિ પ્રમાણ તથા યુક્તિથી આત્મજ્ઞાનનો ઉપદેશ શ્રવણ કરીને પ્રસન્ન થયેલી ચિત્તવૃત્તિ યતિવર વિવેકાશ્રમ પ્રતિ બોલી કે હે વત્સ તમે ચૈતન્ય માત્ર દ્વૈત પ્રપંચને કથન કર્યો. તે મેં ભલી પ્રકાર જેમ તમારો કહેવાનો ભાવ હતો, તે જ પ્રમાણે સમજી. કારણ કે કલ્પીત જગતથી અધિષ્ઠાન ચૈતન્ય દ્વૈત સ્વરૂપ થઇ શકતું નથી. જેમ મૃગ તૃષ્ણાના જળથી પૃથ્વી ભીની થઇ શકતી નથી તેથા જેને સ્વપ્નમાં સ્ત્રી મળી હોય; તે જાગ્રતમાં પરિવાર વાળો થતો નથી. તથા રજ્જુમાં સર્પ ભાસવાથી રજ્જુ સર્પ રૂપ થઇ જતી નથી. નહિ તો પછી રજ્જુથી ગાય, ભેંસ બાંધવાનું કામ બને જ નહિ. વેદાંત શાસ્ત્રમાં પરમાર્થથી એક જ સત્તા અંગીકાર કરી છે. અને જે પ્રતિભાસીક તથા વ્યવહારીક સત્તા માની છે. તે કલ્પિત છે. જે કલ્પિત વસ્તુ હોય તે અધિષ્ઠાનથી જુદી હોય જ નહિ. વિચારથી જ્યારે જુદી કરવા જઇએ; ત્યારે કથન માત્ર જ હોય. એટલે વેદાંત

શાસ્ત્રના પારંગત મહાત્માઓએ પરમાર્થની એક જ સત્તા અંગીકાર કરી છે. જે વસ્તુ જ્યાં ભાસતી હોય; અને તે વસ્તુનો અભાવ પણ ત્યાં રહેલો હોય, તે વસ્તુ કલ્પીત કહેવાય. જેણુ રજ્જુમાં સર્પ કલ્પીત છે. હવે રજ્જુની સત્તાથી રજ્જુમાં સર્પનો અભાવ રહે છે. અને પ્રતિભાષિક સર્પ પણ ત્યાં દેખાય છે. માટે તે સર્પ પોતાના અભાવમાં ભાન થાય છે, તેથી મિથ્યા છે. તેજ પ્રમાણે આ જગત પણ પારમાર્થીક જે અધિષ્ઠાન ચૈતન્ય સ્વરૂપ આત્મા છે; છે; તેનાથી વિવેક દૃષ્ટિથી જુદું કરીએ ત્યારે કથન માત્ર જ છે. અને પરમાર્થથી આત્મામાં જગતનો અભાવ રહેલો છે. અને તે અભાવવાળી જગ્યાએ જગત પણ પ્રતિભાષિક સત્તાથી ભાન થાય છે, માટે કલ્પિત છે. અને કલ્પિત વસ્તુભેદ કરી શકે નહિ. કેમકે ભેદનો પ્રતિયોગી તે બની શકતું નથી. સત્તાથી રહિત હોવાથી છે જ નહિ. માટે હે વિવેકાશ્રમ યદ્યપિ આ પ્રમાણે આપની કૃપાથી મને નિશ્ચય થયો છે. તો પણ એક શંકા હું કરૂં છું. તેનો ઉત્તર આપ કહો. હે યતિવર જે તમે કલ્પિત જગત બતાવ્યું તે મારી સમજમાં આવ્યું નથી. કારણ કે તે તત્ત્વજ્ઞાન થયા પછી જે વસ્તુ ભાસે નહી, તે વસ્તુ કલ્પિત કહેવાય અને અવિદ્યાત્મક કહેવાય. અને આ જગત તો તત્ત્વ વેત્તાઓને જ્ઞાન થયા બાદ પણ ભાસે છે. તો પછી કલ્પિત શી રીતે

કહેવાય. જેમકે રજ્જુમાં સર્પ, છીપાલીમાં રૂપુ. રજ્જુ તથા છીપના જ્ઞાન થયા પછી ભાસતાં નથી, તેથી તે કલ્પિત છે. પરંતુ જગત આની માફક કલ્પિત નથી. તેમાં મને સંશય છે અને એમ અનુભવમાં પણ આવે છે કે જ્ઞાન કાળનાં બાધ થયેલી વસ્તુ તે કહેવાય કે જ્ઞાન થયા પછી ભાસેજ નહિં કારણ કે બાધનું લક્ષણ તે છે કે અધિષ્ઠાન શેષ રહે. બીજું કાંઇ પણ ભાસે નહિ. તે કલ્પિત કહેવાય. અને અધિષ્ઠાનના અવશેષ રૂપ બાધ છે. એવો બાધ ન થાય તો જગત અવિદ્યાત્મક નહિ કહેવાય. અને જે દેખાય છે, અને અવિદ્યાત્મક છે. એમ માનો તો ચેતનમાં અવિદ્યાત્મકપણું કેમ પ્રાપ્ત ન થાય ! આવી ચિતવૃતિની વાણી સાંભળીને વિવેકાશ્રમ હર્ષિત થઇને કહેવા લાગ્યા કે હે ચિતવૃતિ બૃહદારણ્યકના ત્રીજા અધ્યાયમાં કુટસ્થ એટલે નિર્વિકાર આત્મા અનુપમ છે. ક્ષુધા પીપાસાથી રહિત છે. અસંગ છે. સ્વયં પ્રકાશ છે. અવિદ્યાદિ મલ રહિત છે. જે બ્રહ્મવેત્તા છે. તે બ્રહ્મવેત્તાનો મહીમા બૃહદારણ્યક શૃતિ ગાયાં કરે છે એ બ્રહ્મવેત્તાનો નિત્ય મહીમા છે કે પુન્ય કર્મ કરીને કાંઇ વધતો નથી, તથા પાપ કર્મ કરીને ઘટતો નથી. શુધ્ધ આત્મા જ્યારે માયા ઉપાધિવાળો થાય, ત્યારે ઈશ્વર કહેવાય છે. અને અંતઃકરણ ઉપાધિથી જીવ કહેવાય છે. આ પ્રમાણે મેં તને પૂર્વે કથન કરેલું હતું. અને તેને તું પણ સમજી

શકી છે. હવે તેં જે શંકા કરી છે તેનો ઉત્તર સાંભળ. હે ચિત્તવૃત્તિ તારો જે પ્રશ્ન છે, તે કેવળ નિરૂપાધિક બ્રહ્મને આશ્રય કરીને કરેલો છે અને તારા કહેવા મુજબ નિરૂપાધિક બ્રહ્મ સ્થળમાં અધિષ્ઠાનના જ્ઞાનથી અવશેષ અધિષ્ઠાનજ રહે છે. બાકી કલ્પિત વસ્તુ જે ભાસતી હતી. તેનું બીલકુલ ભાન થતું નથી. એવાં શકિતમાં રૂપું, રજ્જુમાં સર્પ એ નિરૂપાધિક બ્રહ્મનાં દૃષ્ટાંત છે, અને તેમાં તમારા કહેવા મુજબ ઘટી શકે છે. પણ જગતના બાધમાં નિરૂપાધિક બ્રહ્મ માનવામાં વિરોધ આવે છે. કારણ કે જ્ઞાનવાનને પોતાના આત્માનું જ્ઞાન થાય તે કાળમાંજ તેના શરીર સહીત જગત રહેજ નહી. તો પછી પરંપરા ગુરૂ સંપ્રદાય નષ્ટ થઇ જાય. માટે જ્ઞાનનો ઉપદેશ કરનાર કોઇ ના રહે, તો પછી જ્ઞાન સંપ્રદાયનો લોપ થવા રૂપ દોષ આવે. અને શ્રૃતિમાં કહે છે કે આચાર્ય એટલે ગુરૂના ઉપદેશને પ્રાપ્ત થયેલો પુરૂષજ આત્માને જાણે છે. ભગવાન ગીતાના ચોથા અધ્યાયમાં કહે છે કે હે અર્જુન તે જ્ઞાનને તું દંડવત પ્રણામ તથા પ્રશ્ન તથા સેવા કરીને જાણ. જે જ્ઞાની એટલે શ્રોત્રિય તથા તત્ત્વ દૃષ્ટિ એટલે બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ છે; તે તને જ્ઞાનનો ઉપદેશ કરશે. તેથી જ્ઞાન સંપ્રદાયના નાશ રૂપ દોષને ન અંગીકાર કરી વિદ્વાનોના અનુભવ અનુસાર જગતના બાધમાં સોપાધીક બ્રહ્મ માનવામાં શ્રૃતિ, યુકિત

અનુકુળ છે. તેમાં દૃષ્ટાંત આપું છું તે સાંભળો. હે ચિતવૃતિ પાણીના કિનારા ઉપર પુરૂષ ઉભો છે તેના શરીરનું પ્રતિબીંબ પ્રતિબીંબ જળમાં દેખાય છે. અને પોતે જળના સંગથી રહિત છે. અને જળમાં ઉપર પગ અને નીચે માથું આવું પોતાનું શરીર દેખાય છે. પોતાના કીનારા પરના શરીરમાં અહંપણું કરીને પુરૂષ જળની અંદરના શરીરને મિથ્યા જાણે છે. એટલે બાધ થયેલું જાણે છે. પણ જ્યાં સુધી જળની અને કીનારે ઉભેલા શરીરના સમીપતા છે, ત્યાંસુધી બાધ થયેલું જળમાં શરીરનું પ્રતિબીંબ ભાસવાનુંજ તેવાંજ બીજાં દૃષ્ટાંત. મૃગતૃષ્ણાનું જળ; આકાશમાં નીલતા વીગેરે છે. તેજ મુજબ હે ચિતવૃત્તિ વિદ્વાનને આત્મજ્ઞાન થયા થયા પછી પણ પ્રારબ્ધ કર્મ સહિત લેશાવિદ્યા ઉપાધિ હોવાથી પ્રારબ્ધની અવધિ પર્યંત આકાશાદિ જગત તથા પોતાનું શરીર બાધીતાનુંવૃત્તિથી જરૂર ભાન થવાનું. પણ અભાનરૂપ નહિ થવાનું. આ પ્રમાણે સોપાધીક ભ્રમ સ્થળમાં અધિષ્ઠાનના જ્ઞાનથી અધ્યસ્ત વસ્તુનું મિથ્યારૂપથી ભાન થવું, એજ બાધનું લક્ષણ છે. અધિષ્ઠાનના જ્ઞાન થયા પછી સત્યબુદ્ધિ અધ્યસ્તમાંથી દૂર થઇ જાય, તેજ બાધનું લક્ષણ છે. એટલે એમ સિધ્ધ થયું કે નિરૂપાધિક ભ્રમસ્થળે અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિત વસ્તુનું ભાન થતું નથી. અને સોપાધિક ભ્રમસ્થળમાં અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિત વસ્તુનું

ભાન તો થાય છે. પણ વસ્તુમાં સત્યપણું હતું તે નિવૃત્ત થાય છે. અને મિથ્યારૂપે ભાન થાય છે. જ્યાં સુધી ઉપાધિ રહે ત્યાં સુધી ભાનની નિવૃત્તિ થાય નહિ; એ સિદ્ધાંત વાર્તા છે. વળી જેમ સ્ફાટીક મણી સ્વચ્છ ધોળા રંગનો છે, અને તેની પાસે લાલ પુષ્પ રાખીએ, તો તે લાલ દેખાય છે, અને જોવાવાળો કહે છે કે આ સ્ફાટીક લાલ છે. પછી જ્યારે પુરૂષને સ્ફાટીક ધોળો છે. એવું નિશ્ચયરૂપ જ્ઞાન થાય તો પણ જ્યાં સુધી લાલ પુષ્પ પાસે પડયું હોય છે, ત્યાંસુધી સ્ફાટીક લાલ રંગવાળો મિથ્યારૂપથી દેખાય છે. તેમ આ આત્માને પણ પ્રારબ્ધ કર્મરૂપી ઉપાધિ જ્યાંસુધી છે ત્યાંસુધી જ્ઞાન થયા પછી પણ આત્મા કલ્પિત શરીર વાળો ભાસે છે. પ્રારબ્ધના અંતમાં શરીરની શાંતિ થાય છે. અંતઃકરણ ઉપાધિથી આ આત્મા જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિને પ્રાપ્ત થાય છે. જાગૃત અવસ્થામાં નખથી શીખા સુધી આ શરીરમાં વ્યાપીને જીવરૂપ થઈ નાના પ્રકારના શબ્દાદિક વિષયોને ભોગવે છે. અને જાગૃતમાં જે જે અનુભવ કરેલો છે. તેની વાસનાથી પાછો સ્વપ્ન અવસ્થાને અંદર જુએ છે. સ્વપ્ન અવસ્થામાં સૂર્યાદિ સર્વ જાગૃતની જ્યોતીઓનો અભાવ છે. તો પણ આ આત્મજ્યોતીથી સર્વ વ્યવહાર થાય છે. એટલા માટેજ શ્રૃતિ આત્માને સ્વયંપ્રકાશરૂપથી સ્વપ્નમાં કથન કરે છે. જાગૃતમાં તો સૂર્યાદિ જ્યોતિઓથી

મિશ્રિત ભાન થાય છે. અને સ્વપ્નમાં સર્વ જ્યોતિઓની શાંતિ થાય છે, તો પણ આત્મજ્યોતિથી સર્વ ભાન થાય છે. કોઇ કહે કે સ્વપ્નમાં સૂર્ય, ચંદ્ર, છે તો! તો તેનો અભાવ તમે તેમ કહો છો? તો હે ચિત્તવૃત્તિ સ્વપ્નના સૂર્ય, ચંદ્ર અને જગત એક કાળમાં નવિન ઉપજેલાં છે, માટે તે સ્વપ્નના સૂર્ય, ચંદ્ર જગતનો પ્રકાશ કરવાને સમર્થ નથી. કારણ કે પદાર્થના જ્ઞાનમાં કારણ તે કહેવાય કે પદાર્થની ઉત્પત્તિથી પહેલું હોય. જેમ ઘડાને જોનાર નેત્ર ઘડાથી પહેલાં છે, તો તેથી ઘડો જોઇ શકાય છે. પણ સ્વપ્નમાં તો ઘટાદિક, જ્ઞેય, ચક્ષુ તથા વૃત્તિરૂપ જ્ઞાન અને જ્ઞાત, એ સર્વ નવીનજ એક કાળમાં ઉપજ્યાં છે. માટે તે સપ્નમાં ઇંદ્રિય અને જ્ઞાન ઘટાદિક જ્ઞેયને પ્રકાશી શકતાં નથી. પણ સ્વપ્ન સારી ત્રીપુટી સાક્ષી ભાષ્ય છે. પણ અવિદ્યાના મહિમાથી આપણને ભાસે છે કે નેત્ર વડે હું પર્વતને જોઉ છું આ પ્રમાણે સ્વપ્નનો બધો વ્યવહાર સાક્ષી ભાષ્ય છે. છતાં અવિદ્યાથી પ્રમાતા અને પ્રમાણનો વિષય હોય એમ ભાસે છે. વિદ્વાનની દૃષ્ટિથી સર્વ પદાર્થ સાક્ષી ભાષ્ય છે. અને જેવી સ્વપ્નામાં સાક્ષી ભાષ્યતા છે, તેવી જ જાગૃનમાં છે. કોઇ પ્રમાતા પ્રમાણ દ્વારા પ્રમેયને જાણતો નથી. પ્રમાતા એ પ્રમાણ દ્વારા પ્રમેયને જાણતો નથી. અને અને પ્રમાતાએ એ પ્રમાણ દ્વારા પ્રમાણને જાણ્યું; એવું

પ્રત્યક્ષ દેખાય છે. તે પ્રત્યક્ષ અનુભવ સ્વપ્નની પેઠે મિથ્યા છે, પણ સત્ય જેવો દેખાય છે. એ પણ અવિદ્યાનો મહિમા છે. એ પ્રમાણે આત્મા દેવ પોતાની અવિદ્યાથી જાગૃતને તથા સ્વપ્નને પ્રાપ્ત થયા કરે છે. જેમ કોઇ મોટો મચ્છ કદી તો નદીના આ કિનારે જાય છે, તેમ આ જીવ જાગૃત ને સ્વપ્નને અનુભવે છે; એવું બૃહદારણ્યક શ્રુતિમાં કહેલું છે. ત્યાંથી આ જીવ સુષુપ્તિને પ્રાપ્ત થાય છે. તેમાં શ્રુતિ દૃષ્ટાંત આપે છે કે જેમ રટન કરવાથી થાકી ગયેલો સ્યન પક્ષી પોતાની પાંખોને સમેટીને પોતાના નીડ એટલે માળામાં એકદમ ચાલ્યો જાય છે. તેવી જ રીતે જાગૃત, સ્વપ્ન રૂપ સંસારમાં ભ્રમણ કરતો થાકી ગએલો જીવ એકદમ સુષુપ્તિને પ્રાપ્ત થાય છે. અને જેમ બાજ પક્ષી ઉડતો ઉડતો થાકી જવાથી બીજે કાંઇ આશરો નહિ મળવાથી પોતાના સ્થંભાદિ બંધન પર આવે છે. તેમ આ મન ઉપાધિવાળો જીવ પણ જાગૃતના તથા સ્વપ્નના કામોથી પરિશ્રમને પામીને પ્રાણ રૂપ પોતાના બંધનનો આશ્રય કરીને સુષુપ્તિમાં જાય છે. ત્યાં સુધી સુતેલો જીવ કાંઈપણ કામના કરતો નથી, તથા સ્વપ્નને પણ દેખતો નથી. તે સુષુપ્તિના સુખમાં શૃતિ, બાળક, ચક્રવર્તી રાજા અને બ્રહ્મવેતાનું દૃષ્ટાંત આપે છે. જેમ બાળક સ્તનપાન કરીને કોમળ સય્યામાં સુતેલું મહાન સુખ અનુભવે છે. તથા ચક્રવર્તી રાજા સુખની અવધીને

પામીને જેમ સુખ પૂર્વક શયન કરે છે, તેવી જ રીતે આ જીવાત્મા પાણ સુષુપ્તિના સુખને પામીને અહંતા અને મમતાથી રહિત બ્રહ્માનંદનો અનુભવ કરે છે. બીજુ દૃષ્ટાંત સુષુપ્તિના સુખમાં શૃતિ કહે છે કે જેમ ઘણા દિવસના વિયોગથી પોતાની પ્રિયાને પ્રાપ્ત થઈને કામી પુરુષ બીજું આલીંગન કરીને સૂવે છે, ત્યારે તેને અંદર અગર બહારના વ્યવહારનું કાંઈ પણ ભાન રહેતું નથી. તેમ આ જીવ સુષુપ્તિમાં જઈને બ્રહ્માનંદમાં લીન થાય છે. અને અંદર સ્વપ્ન તથા બહાર જાગૃતનું તેને ભાન રહેતું નથી. હે ચિત્તવૃત્તિ આ પ્રમાણે તું સુષુપ્તિમાં તું પુરૂષનું સ્વતંત્ર રૂપ જાણ. પાપ પૂન્યથી રહિત છે. ભયથી રહિત છે. કામનાથી રહિત છે. પૂર્ણ કામ છે કારણ કે કામનાનો વિષય જે સુખ છે. તેને પ્રાપ્ત થયેલો છે. આત્મ કામ છે. એટલે આત્મા સુખ સ્વરૂપ છે. અને શોકથી રહિત છે. કારણ કે શોકનાં કારણ રૂપ જે જાગૃતી સામગ્રી તેનો ત્યાં અભાવ છે. સુષુપ્તિમાં માતા અમાતા થાય છે, એટલે માતા-પણાનું અભિમાન રહેતું નથી. તથા પિતા અપિતા થાય છે. એ પ્રમાણે દેવ અદેવ રૂપ થાય છે. લોક અલોક થાય છે. તાત્પર્ય શૃતિનું એમ છે કે જાગૃત અને સ્વપ્નનું સંપૂર્ણ જગત તથા તેના અભિમાન કરવાવાળા તેજસ અને વિશ્વ નામના જીવ એ સઘળું સુષુપ્તિ અવસ્થાના

રણુ અજ્ઞાનમાં લીન થઇ ગયેલું છે; તેથી સર્વ શકિત
હેત સુષુપ્તિમાં પ્રાજ્ઞનામા જીવ સુખનો અનુભવ કરે છે.
ક રૂપથી સુષુપ્તિના અજ્ઞાન અને સુખનો અનુભવ કરે
. એજ આનો બ્રહ્માનંદ છે. એજ પરલોક છે. એજ
રમસંપત્તી છે. એજ પરમગતી છે. હે ચિતવૃતિ આ
ષુપ્તિમાં જે બ્રહ્માનંદ છે તેની લેશ માત્રને પામીને
ગૃતમાં જીવોનું જીવન ચાલે છે. હે ચિતવૃતિ આ સુષુ-
નું દૃષ્ટાંત તને બ્રહ્માનંદની પ્રાપ્તિમાં જણાવ્યુ છે. પરંતુ
લ્ય શૃતિ સુષુપ્તિનો બ્રહ્માનંદ જે છે તે અજ્ઞાનથી
વૃત છે; એમ કહે છે. માટે મોક્ષનો દાતા નથી. જ્યારે
જ્ઞાનની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે; ત્યારે શુદ્ધ બ્રહ્માનંદને
મીને જીવ ફરી આ સંસારમાં આવતો નથી. અને
ષુપ્તિના બ્રહ્માનંદને તે કાળે પામીને જીવ પાછો સંસારને
મે છે. માટે જેવી રીતે આ જીવ સંસારને ન પામે;
વી રીતે હું તને કહું છું. પ્રથમ જીવ અજ્ઞાનના મહિ-
થી સંસારમાં કેવો રચી પચી રહે છે. અને પછી
સારના દુઃખનો અનુભવ કરી પોતાના આત્માને જાણવા
રૂ વૈરાગ્યને પ્રાપ્ત થાય છે. તે વૈરાગ્યની ઉત્પત્તિ સારૂ
ા જીવની સંસાર વ્યવસ્થા તને કહું છું તે તું સાંભળ.
ાં આ જીવ માયાથી વિમુખ નહિ થાય ત્યાં સુધી મોક્ષને
મ થશે નહિ. હે ચિતવૃતિ આ જીવ જન્માંતરની શ્રેષ્ટ
ણીવડે કરીને શ્રેષ્ટ સંસ્કારવાળો થાય છે. અને ધર્મને
થ બ્રાહ્મણાદ શરીરને પ્રાપ્ત થાય છે. અને પછી

બ્રાહ્મણાદિ શરીરમાં સ્નેહ કરે છે અને કહે છે કે હું અમુક વેદી બ્રાહ્મણ છું. વેદોનું અધ્યયન હું ભલી પ્રકારે કરીને; અને લોકોમાં વેદ ભણાવનારની કીર્તિને મેળવીશ. તથા શિષ્ય, પરશિષ્ય દ્વારા વેદોનો પ્રચાર કરીશ. તથા યજ્ઞાદિ કર્મોને ભલી પ્રકાર વિધિપૂર્વક હુ જાણીને યજ્ઞ કરાવનારની પદવીને પ્રાપ્ત થઇશ. અને તેથી હું ઘણુંજ દ્રવ્ય પેદા કરીશ. અને હું મોટા મોટા રાજ્ય કુલોનો કુલાચાર્ય થઇશ. દ્રવ્ય વડે કરીને મારી પ્યારી જે મારી સ્ત્રી છે તેને તૃપ્ત કરીશ તથા માતા પિતાને હવે હું જુદા કરીશ. તેમનાથી હવે મારૂં કાંઇ કામ સરતું નથી. હે ચિત્તવૃતિ અજ્ઞાની જીવ ભગવાનની માયાથી મોહ પામેલો હોવાથી આવા આવા મનોરાજ્ય કરે છે. ત્યાર પછી ધન અને પ્રજાની કામના કરીને વેદશાસ્ત્રને ભણે છે. અને પછી વિવાહ કરીને ભાર્યાને પ્રાપ્ત થાય છે. અને માતા પિતાની સાથે લડાઇ કરે છે. અને બીજા નાના મોટાભાઇ બેન છે. તે સર્વ કુટુંબને તજીને સર્વની સાથે વિરોધ કરીને એક પોતાની સ્ત્રી સાથે જુદો નિવાસ કરે છે. ખર, કુતરૂ, બિલાડું તથા બળદના જેવો સ્વભાવ ધારણ કરીને જીવન ગાળે છે. જેમ ગધાડી ગધાડાને લાતો મારે છે તો પણ લાતો ખાતો ખાતો તે ગધાડીની તરફ જાય છે. તથા કુતરૂ કેટલોય નિરાદર કરીએ, તો પણ તે ઘેર પાછું આવે છે. અને બળદ ઘણું દુઃખ પામે છે, છતાં સાંજરે પોતાના

ધણીની ગમાણુમાંજ બંધાય છે. તેમ આ પુરુષ પણ સ્ત્રીથી નિરાદર પામતાં છતાં તેનો ત્યાગ કરી શકતો નથી. હે ચિતવૃતિ આ બધો તારી કૃપાનો મહિમા છે. જેમ જેમ પુરુષ આ સંસારમાં દુઃખ પામતો જાય છે, તેમ તેમ સંસારને વધારે સ્વાદિષ્ટ માનતો જાય છે. હવે પોતાની સ્ત્રીને સંતાન ઉત્પન્ન થાય છે. ત્યારે પાછો તેના લાલન પાલનમાં પ્રીતિવાળો થાય છે. મળ મુત્ર વાળા છોકરાંના શરીરને રમાડતાં ગ્લાની આવવી જોઇએ, છતાં ઉલટો માયાના મોહથી પ્રસન્ન થાય છે. અને ફુલી જઇને લુગડામાં પણ સમાતો નથી અને સર્વ મનુષ્યો આગળ પોતાની પ્રશંસા કરે છે. અહો મારી કન્યા સુંદર અંગોવાળી છે. તથા મારો પુત્ર પણ છ માસનો થયો છે. તથા મારી સ્ત્રીને પણ પાછો પેટમાં ગર્ભ છે. હે ચિતવૃતિ આ પ્રમાણે નાના પ્રકારનાં માયિક કર્મ કરીને યોવન અવસ્થામાં યુવાન સ્ત્રીના સંગથી આ જીવ પોતાનું આયુ વીતાવી દે છે, અને મનુષ્ય શરીરમાં મારે શું કર્તવ્ય છે. તેનું સ્મરણ લાવતો નથી. એવું ભગવાનની માયાનું બળ છે. પછી આ જીવ યુવાવસ્થામાં મહાન સંસારનો ભાર વહન કરતો કરતો પુત્રોનાં લગ્ન કરવામાં તથા પુત્રીઓનાં લગ્ન કરવામાં નાના પ્રકારના વિવાહ વાજનનાં મોટાં મોટાં ટાણાં ઉજવવામાં અનેક અનીતિથી ધન પેદા કરવા છતાં પાપની લેશ માત્ર શંકા કરતો નથી. અને લોકોમાં પોતાની વાહ

વાહ્લ સારૂ તણાઇ મરે છે કે જે વાહ્લવાહ્લ પરલોકમાં એક કોડીનું પણ મુલ પામી શકતી નથી. કારણ કે સંસારના વ્યવહાર સાચવવામાં પુરૂષને છળકપટ, વિશ્વાસઘાત એવા અનેક આસુરી સંપતિના ધર્મ વધારવા પડે છે અને તે સ્વભાવ પર લોકના વિરોધી છે. કારણ કે પરલોકમાં તો દૈવી સંપતિના ગુણો વાળો હોય તે જઈ શકે છે. આ પ્રમાણે વ્યવહાર કરતો કરતો અને છોકરાં ઉત્પન્ન કરતો ઘરડો થઈ ગએલો આ જીવ જે દશાને પામે છે, તે દશા હું તને કહું છું. હે ચિતવૃતિ જ્યારે આ જીવ વૃધ્ધ થાય છે ત્યારે શરીરમાં શોભા રહેતી નથી. અને પછી જે અધીક પ્યારી સ્ત્રી હતી, તે નજીક પણ આવતી નથી અને વૃધ્ધ પુરૂષને સ્ત્રી કેવી રીતે જુએ છે. તેનું વર્ણન કરૂં છું. સમુદ્ર ફેણના ગોળા સમાન શ્વેત રંગવાળું માથુ જુએ છે. અને વૃદ્ધ થએલા પોતના મુખને સર્પના દર જેવું જુએ છે. આંખોની અંદર જે ધોળા તારા છે, તેને કપાસીઆના સમાન જુએ છે, તથા કરચોલી પડી ગએલી શ્વેત ચામડીને જોઈને ફુટેલા દંડાના સમાન ઉપમા આપે છે. તથા પીપળના પાંદડાની સમાન હર વખત હાલવા વાળી તેની ગરદનને જુએ છે. પર્વતની ગુફા સમાન વૃદ્ધનું પેટ થએલું જુએ છે. ગળામાં કફ બોલવાથી શ્વાસ લેતાં તથા બોલતાં ઘુરઘુર શબ્દ થાય છે. આ પ્રમાણે અનેક દોષવાળી વૃદ્ધ અવસ્થાને જોઇને પ્રાણ પ્યારી માનેલી જે સ્ત્રી તે હવે

સ્પર્શ કરવામાં શક કરે છે. પુત્રાદિક પણ સેવા કરતા નથી પુત્ર વધુ હાંસી કરે છે. કહે છે કે ઘરડાની તો મતી હુવે ગઇ છે. પોતે અનેક અનર્થ કરીને પાલન કરેલો પરીવાર હવે કાંઈ સત્કાર કરતો નથી. અને પ્રથમનો કરેલો ઉપકાર તેને કોઇ સ્મરણ કરતું નથી. હુવે જ્યારે આ વૃદ્ધ જીવનો અંતકાલ સમીપ આવે છે ત્યારે શ્વાસ બહુ ઉંચે ગમન વાળો ચાલે છે. જેમ ભાર ભરેલું ગાડું શબ્દ કરતું ચાલે છે, તેમ આ જીવ પણ અંતકાળમાં શબ્દ કરતો શરીર તજે છે. જેમ પતંગીયું દીવામાં જંપલાઇને શરીર છોડી દે છે, તેમ આયુષ્યની સમાપ્તી થયાથી જીવ પણ પોતાનું શરીર છોડી દે છે. હુવે હે ચિતવૃતિ મરણ કાળમાં જીવની જે અવસ્થા થાય છે તે સાંભળો. તે અર્થ બૃહુદારણ્યક ઉપ-નિષદના છઠ્ઠા અધ્યાયના ચોથા બ્રાહ્મણ ભાગમાં લખેલો છે. જ્યારે આ જીવ મરવા પડે છે, ત્યારે સર્વ બંધુજન તેની પાસે આવીને પોકારે છે. અને જ્યારે આ કાંઇ બોલતો નથી તથા કાંઈ પણ સાંભળતો નથી, કાંઇ જોઇ શકતો નથી. તથા રસ પણ આપી શકતો નથી. મનથી સંકલ્પ કરી શકતો નથી. સુગંધને સુંઘી શકતો નથી. સ્પર્શને જાણતો નથી. શીત ઉષ્ણનું ભાન નથી હોતું. તેનું કારણ એ છે કે નેત્રાદિ ઇંદ્રિયો તથા તેમના દેવતા પોતાના સૂર્યાદિક અંશમાં જાઇને પ્રાપ્ત થયેલા હોય છે. એવી દશાને પ્રાપ્ત થયેલો જીવ બહારથી મુર્છા અવસ્થાવાળો છે. અને અંદર બીજા

શરીરને પ્રાપ્ત કરનાર વાસનાના જ્ઞાનવાળો છે. જેમ જળુકા નામનું જંતુ પોતાનો પગ આગળ મૂકવાની જગ્યા પર મૂકીને પછી પાછળનો પગ ઉપાડે છે. તેમ આ જીવ પણ આગલા શરીરની વાસનાને મનમાં સ્વપ્નની પેઠે ધારીને આ મરવા પડેલા શરીરને તજી દે છે. જેમ સોની સોનાના જુના ઘરેણાને ભાગી નાંખીને બીજું નવું ઘરેણું તેજ સોનાનું બનાવે છે. તેજ મુજબ હે ચિતવૃત્તિ આ જીવ પણ જુના શરીરને ત્યાગીને વાસનાથી નવા શરીરને પામે છે. તે શરીર પછી જેવું જીવનું પુન્ય હોય તેવું પીતૃ-લોકમાં અથવા ગંધર્વલોકમાં અથવા દેવલોકમાં અથવા મનુષ્ય લોકમાં અથવા સુકર કુકર વ્યાઘ્રાદિ શરીરને પ્રાપ્ત થઇને પછી પોતાના કમર્મ જોડાય છે. જેવાં જેવાં પોતાના જન્મમાં જ્ઞાન અને કર્મ સંપાદન કરેલાં છે. તે પ્રમાણે નવીન શરીરને પામીને કર્મ કરવામાં જોડાય છે. હે ચિત-વૃત્તિ મુલ અવિદ્યાથી ઉત્પન્ન થયેલું જે ભ્રાંતિ જ્ઞાન તેનાથી આ નર સંસારમાં ભ્રમણ કરે છે. અને કદી પાર ઉતરી શકતો નથી. પણ જ્યારે મહાન પુરૂષોનો સંગ પ્રાપ્ત થાય અને શાસ્ત્રનું રહસ્ય સમજાય, ત્યારે પુરૂષ સંસાર તરફથી વળીને પરમાત્માની આશા કરે છે કારણ કે પરમાત્માએ ઇન્દ્રિયોને બહાર દેખવાવાળી બનાવી છે. તેથી આ પુરૂષ બહાર જગતને જુવે છે. અંતર આત્માને જોઈ શકતો નથી. કોઈક ધીર પુરૂષ ઇન્દ્રિયોના પ્રવાહને રોકીને અંતરઆત્માની

જીજ્ઞાસાપૂર્વક મનને રોકે છે તે પુરૂષ અંતરઆત્માને જોઇ શકે છે. કેમકે આ ભવ નામનું ચક્ર મહાન છે. તેમાં ભ્રમણ કરતાં વિશ્રાંતી મળતી નથી. અને સકામ કર્મો કરવાથી પણ સંસાર તરી શકાતો નથી. જ્યારે મનુષ્ય આ મનુષ્યલોકથી લઇને બ્રહ્મલોક સુધીના તમામ જે લોક છે. કર્મોથી રચાયેલા છે. માટે તે નાશ થવાવાળા છે એમ સમજી તે સંપૂર્ણ લોકોથી વૈરાગ્ય કરીને હાથમાં ભેટા લઇને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને પ્રાપ્ત થાય અને તે મહાત્મા યથાર્થ ઉપદેશ કરે, ત્યારે પુરૂષ આત્મજ્ઞાનને પામી સંસારને તરી શકે છે. કારણ કે શ્રૃતિ કહે છે કે આચાર્યવાળો પુરૂષ આત્માને જાણે છે. પરબ્રહ્મને જાણનાર પરબ્રહ્મ થાય છે. જે વેદને જાણતો નથી, તે બ્રહ્મને જાણી શકતો નથી. આવું શ્રૃતિનું કહેવું છે. વળી શ્રૃતિમાં કહેલું છે કે આ મનુષ્ય ગુરૂશાસ્ત્રની આત્માને જાણીને તેમાં નીદીધ્યાસન રૂપ પ્રજ્ઞાને કરે. આત્મ જ્ઞાનવન મૃત્યુને તરી જાય છે, તથા મોક્ષને માટે જ્ઞાન સિવાય બીજો કોઇ માર્ગજ નથી. તથા જ્ઞાનથીજ કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. એવું અનેક શ્રૃતિનું કહેવું છે. કે મોક્ષનું સાધન એક જ્ઞાન છે અને બીજાં બધાં સાધન અંતઃકરણ શુદ્ધિ દ્વારા જ્ઞાનના સાધન છે. અને આત્માને વિષય કરનારી જે અખંડ આત્માકાર વૃત્તિ છે. તે પણ અંતઃકરણની વૃત્તિ રૂપ હોવાથી મિથ્યા છે. અને જ્ઞાન જે ચિદાભાસને થાય છે. તે પણ

મિથ્યા છે. કારણ કે ચિદાભાસ જ્યારે પોતાનું બાધ સમાના ધિકરણ કરીને પોતાના કૂટસ્થ આત્માને જાણે છે. ત્યારે ચિદાભાસને મિથ્યારૂપ થઇ જવું પડે છે. કારણ કે ચિદાભાસ તો ચેતનનો આભાસ છે. જે આ–ભાસ છે તે મિથ્યા હોય છે. અને જે સાક્ષાત અપરોક્ષ છે; તે બ્રહ્મ છે. ચિદાભાસ કલ્પિત છે. અને વિકારી છે. આત્મા અધિષ્ઠાન છે, અને નિર્વિકાર છે. પણ ગુરૂ શરણ થયા સિવાય આ જ્ઞાન કેવળ શાસ્ત્ર વાંચવાથી મળી શકતું નથી. જ્યારે ગુરૂના બતાવેલા માર્ગ શિષ્ય ધારણ કરે, ત્યારે તે ભવસાગરથી પાર ઉતરી શકે છે. પણ હે ચિતવૃતિ આ સર્વ તારી કૃપાથી થાય છે. તારી વિપરીત કૃપા હોય ત્યારે પુરુષ બંધનને પામે છે. અને શ્રેષ્ઠ કૃપા હોય તો પુરુષ મોક્ષને પામે છે. અને અમે વિવેકાશ્રમ આદિ યતિવરો તારા મોક્ષને માટેજ ઉત્પન્ન થયા છીએ. પણ આ બધું કામ તારે આધીન છે. તેં સંસારના માયીકપણામાં પ્રશ્ન કહેલો તેમાં તારા સિવાય ભાવના હોવામાં અને ના હોવામાં બીજું કોઇ કારણ નથી. તારા હોવાથી સંસાર છે. અને તારા ના હોવાથી જીવન મુક્ત જ છે. આવું વિવેકાશ્રમનું વચન સાંભળીને ચિતવૃત્તિ બોલી હે ભ્રાતા. મલીન સ્વભાવવાળાં માંસાહારી પ્રાણીઓને મલીન પદાર્થ ખાવામાં જ રૂચી રહે છે, તેમ હું પણ વિષય ભોગવીને જ તૃપ્તિવાળી રહું છું. વિષના સુખથી મારૂ પોષણ થાય છે અને તે જ મને મોટો આધાર

છે. એટલા માટે હે ભ્રાતા હું દુષીત ચિત્તવાળી હોવાથી મારો મુકિતમાં આધાર નથી. માટે આપ મને મોક્ષની પ્રેરણા શા માટે કરો છો. આવાં ચિત્તવૃત્તિનાં વચન સાંભળીને વિવેકાશ્રમ ખેદ પૂર્વક કહેલા લાગ્યા. હે ચિત્તવૃત્તિ મોટું દુઃખ છે કે તને આટલું આટલું સમજાવતા છતાં તું સંસારની ઇચ્છા ત્યાગતી નથી. તારૂં સમજવું વિપરીત છે. તુ સ્વભાવથી દોષવાળી નથી. કારણ કે તારી ઉત્પત્તિ સતોગુણથી છે અને સતોગુણ શુદ્ધ હોય છે. પણ રજો અને તમોની સાથે મળીને દોષવાળી ભાસે છે જેમ સ્ફાટીક શુદ્ધ છે છતાં જેવી ઉપધિ પાસે ધરીએ તેવો ભાસે છે. તે જ જ મુજબ જે જે વસ્તુના આકાર તું થાય છે. તદરૂપ જ તું પોતાને માને છે. પણ વિચાર કરીને જો કે વિષયોના સંગથી તું દોષવાળી ભાસે છે માટે વિષયનો ત્યાગ કરો, અને પોતે નિર્દોષ થાઓ. એક અને ચેતન સ્વરૂપ આત્માને નિત્ય પ્રતિ વિચારો જેમ શ્વેતકેતુને વારંવાર તત્ત્વમસિનો ઉપદેશ કરવામાં આવેલો તેમ તું પણ વારંવાર એટલે દ્રઢ અપરોક્ષ જ્ઞાન થાય, ત્યાં સુધી આત્મ વિચાર જ કર્યા કર.

બ્રહ્મનો અપરોક્ષ અનુભવ થશે ત્યારે આ સંસારની નિવૃત્તિ થતાં કાંઇપણ વાર લાગશે નહિ. કારણકે સંસાર તો નિત્ય નિવૃત્ત છે. ભ્રાન્તિથી ભાસે છે. તે જ્યારે ભ્રાંતિથી નિવૃત્ત થશે, ત્યારે નિત્ય નિવૃત્તની નિવૃત્તિ થશે. જેમ રજ્જુજ્ઞાનની સાથેજ સર્પ નિવૃત્ત થાય છે. માટે વિષયોને

ત્યાગીને હે બગિની તમે ચિદાત્મામાં લાગો. એ પ્રમાણે તું જ્યારે કરીશ ત્યારેજ અમે સર્વ યતિ પરમાનંદને પ્રાપ્ત થઇશું. માટે હે ભદ્ર આ બધું તારા અખ્તીઆરમાં છે. માટે અમારાપર કૃપાને કરીને હવે કાંઇ પણ વીલંબ ન કરો આવાં વિવેકાશ્રમનાં વચન સાંભળી ચિતવૃત્તિ બોલી કે હે ભ્રાતા જગતની નિવૃત્તિ તમે કહી તે મને સારી લાગતી નથી. કારણ કે મારો આશરો જગતજ છે. સદા વિષયોની પ્રાપ્તિમાં મારૂં જીવન છે. વિષય વગર હું મરણને શરણ થવાની છું. હે ભ્રાતા તમારૂ બહુજ કઠોર મન છે. તમારા મનમાં જરા પણ દયા નથી. તમે મને મારવાને તૈયાર થયા છો. આવાં દયાજનક વચનો સાંભળીને યતિરાજ કહેવા લાગ્યા કે હે ચિતવૃત્તિ સર્વ સુખની રાશી આત્માને ભજો. અને દુઃખરૂપ વિષયને ત્યજી દો. અને વિચાર કરીને આત્મા અવિનાશી છે. જન્મમરણ સંઘાતના ધર્મ છે એમ સમજો. હે ચિતવૃત્તિ મેં તમને બહુ કથન કરીને સમજાવી પણ હજુ તું સમજી નહિ. તમારૂં મરણુજ છે. તે અમને મંગળરૂપ છે. અને તમારા મરવાથી યતિ લોક આ મઠમાં પણ પ્રાપ્ત થશે. અને એક મૃત્યુ થવાથી ઘણાને સુખ થતું હોય તો તે મરણ મુનિજન શ્રેષ્ઠ માને છે. હે ચિતવૃત્તિ બીજાને સુખ થવા સારૂ રસરાજ એટલે પારો પોતે બળીને ભસ્મ થઇ જાય છે. અને તે ભસ્મથી હજારો શરીરને સુખ મળે છે. માટે પરોગકારને વાસ્તે જે મૃત્યુ છે તે જીવન

સમાન સમજો. માટે મરણુનો ભય ત્યજીને એકાંતવાસ કરીને આત્મચિંતન કરો. જન્મમરણુ દૈવ આધીન સમજો અને સદા આત્માના વિચારમાં તત્પર રહો. આવો ભ્રાતાનો ઉપદેશ સાંભળી અતિ પ્રવીણુ થઈને ચિતવૃત્તિ કહેવા લાગી કે હે વિવેકાશ્રમ. હે મમ ભ્રાતા તમે મારા માટે બહુ પરિશ્રમ કરીને મને જે ઉપદેશ કર્યો છે તે તમામ મેં મારા ચિત્તમાં ધારણુ કરેલો છે. નિષ્ફળ નથી જવાનો. અને તેનાથી મને આત્મબોધ થયેલો છે. પરંતુ તે બધી તમારી કૃપા સમજું છું. હું અબળા છું. ચપળ સ્વભાવવાળી છું. તેને આપ જેવા મહાત્માની કૃપાથીજ આત્મબોધ પ્રાપ્ત થયેલો છે. હે ભ્રાતા તમે મારે વાસ્તે ઘણોજ પરિશ્રમ ઉઠાવેલો છે. અહો મહાત્માના સત્સંગનો શું મહિમા છે. જેથી કરીને હું જીવ હતી તેજ શીવ થઈ ગઇ. અને મારી ભ્રાંતિ દૂર થઇ ગઈ છે. અને મને શાંતિ પ્રાપ્ત થઇ છે. સકલ વસ્તુને હું ચેતન સ્વરૂપ સમજું છું. અને તે ચેતન મારૂ સ્વરૂપજ છે. અને સૂર્યાદિક જે જે વસ્તુ છે. તે સર્વ મારી માયાથી હુંજ ભાસી રહેલી છું. વિચારથી માયા તત્કાર્યથી રહિત છું. શુદ્ધ ચેતનસ્વરૂપ છું. સકળ વેદોથી જાણુવાને યોગ્યજ છું. મને જાણુનાર બીજું કોઇ ચેતન છેજ નહિ. સર્વ જગતનો આધાર અને અધિષ્ઠાન હુંજ છું. મન વાણીનો અવિષય છું. અને સ્વયંપ્રકાશ છું. મારાથીજ ચરાચરની ઉત્પત્તિ થાય છે. મારામાંજ સ્થીત છે. અને અંતમાં

મારામાંજ લીન થાય છે. હું તો બ્રહ્મ છું મારામાં સઘળું જગત દોરડીમાં સર્પ સમાન મીથ્યા ભાસે છે આ પ્રમાણે તત્વમસ્યાદિ વાક્યોથી ચિત્તવૃત્તિએ જ્યારે વિવેકાશ્રમનો ઉપદેશ સાંભળીને વિચારમાં તત્પરતાવાળી થઇ. ત્યારે તેને નિત્યપ્રાપ્ત પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ થઇ. અને નિત્ય નિવૃત્તિવાળી જે અવિદ્યા તેની પણ નિવૃત્તિ થઇ. અને બ્રહ્મવિદ્યારૂપ વૃત્તિ પણ ભ્રાંતિની નિવૃત્તિ કરીને બાધિત થયેલી પ્રારબ્ધ ક્ષય પર્યંત રહી અને અંતમાં એટલે પ્રારબ્ધના ક્ષયની સાથે આત્મામાં આત્મારૂપ થઇ ગઇ. જેમ અગ્નિમાં અગ્નિ ભળે તથા જળમાં જળ ભળવાથી એક રૂપ થાય છે. તેમ ચેતન સ્વરૂપ થઇ ગઇ. આ પ્રમાણે ચિતવૃત્તિનો અનુભવ શ્રવણ કરીને વિવેકાશ્રમ તથા વૈરાગ્યતીર્થ તથા શમારણ્ય તથા દમારણ્ય તથા મુમુક્ષા એ સર્વ આ સંસારરૂપી મઠમાં શાંતિથી નિવાસ કરી ચિતવૃત્તિની સાથે જીવનમુક્તિનું સુખ ભોગવીને અંતમાં વિદેહ મોક્ષ પામ્યાં. હવે આ ગ્રંથ ઉપરથી ટુંકામાં સાર એટલો સમજવાનો છે કે જે અધિકારી પુરૂષ પોતાની ચિતવૃત્તિને શુધ્ધ કરી વિષયોમાંથી હઠાવીને ચિત્તમાં વિવેક, વૈરાગ્ય, શમ, દમ, આદિ સાધનવાળો થઇને આત્મ શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા તત્પદ, ત્વંપદનું શોધન કરશે તો જરૂર આત્માસ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થશે.

ૐ પૂર્ણમદઃ ઈતિ શાંતિ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

શ્રી કૃષ્ણાર્પણમસ્તુઃ

**સમાપ્ત.**

# આ પુસ્તક મળવાનું ઠેકાણું



ગોધરા—માસ્તર સામળદાસ સોમેશ્વર
સ્વામીનારાયણ મંદીર પાસે

નડીઆદ—પા. ચુનીલાલ નાથાભાઈ સર્વેયર મનોરદાસની ખડકી
શાસ્ત્રી ગોવર્ધનદાસજી સત્સંગ મંડળ
મંદીરમાં મુગલકોટમાં

અમદાવાદ—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ત્રણ દરવાજા

વડોદરા—માસ્તર મૂળશંકર રામનારાયણ વ્યાસ કલાભવન

દાહોદ— શંકરલાલ શામળદાસ તલાટી (ગુજરાતીવાડો)

હાલોલ—ભટ્ટ છગનલાલ મુળજીભાઈ

લુણાવાડા—માસ્તર મુકુન્દરાય હીરાલાલ રાવળ

કપડવંજ—ભટ્ટ ફુલશંકર લક્ષ્મીદત્ત નાગરવાડો
ત્રીવેદી અંબાલાલ છગનલાલ સર્વેયર સલાટવા

આણંદ—પા. રામભાઈ ચલાભાઈ
ચરોતર એજ્યુકેશનલ સોસા૰

ઉમરેઠ—ચુનીલાલ મોહનલાલ સીટીસર્વેયર

બહારગામના ઓર્ડર ઉપર ખાસ ધ્યાન આપવામાં આ